## સમર્પણ

જેમની સહાયતા સિવાય ભગવદીયો ઠાકોરજીની વાત્સલ્યતા ના કરી શકયા હોત તે શ્રી દીનકરભાઇ આદિ સર્વ અંગસેવકોને.

- મણીબેન જેરામભાઇ પંચમતીઆ.
લેસ્ટર.

# શ્રી
# પંચમ તરંગ
# ગ્રંથ

- વ્યારાના ગોપાલદાસજી

## મહાઉત્સવ–૨૦૫૧

મનોરથી

## શ્રીમતી મણીબેન જયરામભાઈ પંચમતીઆ

લેસ્ટર (યુ. કે.)

# માંગલ્ય – ૧

શ્રી નિત્ય પ્રભુના નિત્ય ચરિત્રને મંગલા-ચરણે

મહા મહેદના કૃત્ય લક્ષણ સ્વરૂપ વર્ણનનું પ્રથમ માંગલ્ય લખીએ છીએ.

ત્યાંહાં પ્રથમ કેવલ સુધ્ધ રસોમઇ પુરૂષોતમોતમ વિષયવર્તી જય શબ્દનું લક્ષણ કહીએ છીએ

રાગ-જાત "ગોણાના માંગલ્યની જાતે ગવાસે"

જય જય સર્વોપર સર્વ સમય વલી સર્વ પ્રકારે રસ મઇ ।
જે સર્વોપર ઉત્કૃષ્ટ છે સર્વ ઠામે બિરાજમાન તે જય જય ।૧।

વર્તમાન વિહીત તે રાજતે જય શબ્દ મહા સોહાગીયો ।
દર્શન ને સમરણે સ્વપ્ન અવસ્થાએ સ્વરૂપાનંદે પાગ્યો ।૨।

એ બે કલીએ કરીયને જય શબ્દનું વર્તન સ્વરૂપ કહ્યુ ।

હવે આગલ રસોમઇ ગુણ ધર્માત્મક અદ્ભુત સર્વોપર સ્વરૂપ કહીએ છીએ.

તે સ્વરૂપ કહેવું અતિ કોમલ મધુર મોહામણું ।
કામ પુરક અર્થ સાધક સકલ કલા સોહામણું ।૩।

સર્વાંગ રસ ભર્યું રસ લીલાએ નવનવુ ।
સાધને ફલ ને ફલે સાધન ઉભયતાએ અભીનવું ।૪।

એ સર્વ કરણ સામર્થ ને વલી સર્વ ભવન સમર્થ ।
એનુ સ્વતંત્ર અમર્યાદ ચરિત્ર તે સકલ પુરક અર્થ તે ।૫।

એહની સ્વતંત્ર અમર્યાદ લીલા અભીનવી ।
અતુલ સામર્થ સહીત જે નિત્ય પ્રગટે નવનવી ।૬।

ભુતો ન ભાવી એહ લીલા જે વર્તમાને હવી ।
જેહનો અણું અનુભવ ઇતરને નહીં એહ જાણે એ અનુભવી ।૭।

સત્કાર એહનો સ્વતંત્ર અનુગ્રહ સ્વતંત્ર દેખીએ ।
અંગીકાર સ્વતઃ અમર્યાદ જયુત તે કયાંહાં લગી વિસેખીએ ।૮।

અમર્યાદ વૈભવે અને અદ્ભુતા ભાવના ભાવે ભર ।
એ સ્વરૂપના સર્વાત્મ ભાવી ભકત સર્વોપર તર ।૯।

અદ્ભુત અમર્યાદ દાન જે અગણીતાનંદે ભર્યું ।
એહોને વિષે દાનાતુર થઇ અદ્ભુત સ્નેહે કર્યું ।૧૦।

સમે અણસમે વિહીત અવિહીતનો વિચાર કર્યો નહીં ।
એ સર્વ મર્યાદા રહિત મર્યાદા વેષ્ટિત છે અહીં ।૧૧।

સાનુભાવ મહાતમ વિહીતે વિવર્જીત કેવલ નીરૂપાધી રાજતુ ।
નિરાવર્ણ સ્વઇચ્છા આચારે સ્વછંદ સ્વતંગ ભ્રાજતુ ।૧૨।

એહવું સહેજ સ્વ સ્વરૂપ મહા અછુતુ અછુતો રસ આપતુ ।
એ ચીતના વિતને તે હરતુ પુરણ પ્રાગટય વ્યાપતુ ।૧૩।

અવની તલે મહા બલવંતથી રમ્યા ગુણમાં રાજતુ ।
જેહવું શ્રી વલ્લભ વર નામ એહવું અખીલ બ્રહ્માંડે ગાજતુ ।૧૪।

જેહવું નામ તેહવુંજ સ્વરૂપ ને વલી સ્વરૂપ તેહવું નામ એ ।
સુખ સમુહનો સિંધુ ને રસ સીંધુ કેરૂ ધામ એ ।૧૫।

મહા મોહક ને આનંદ ઉપજાવતુ આરતે આરત ઘણી ।
એ નામ તેહવા ગુણ અગણ એહવો શ્રી ગોકુલનો ધણી ।૧૬।

રૂકમણી સુવન એ સકલ ગુણ ગણ સાગર રત્ન સમોહનો ।
વિલાસ રસનુ ધામ પુરણ ઉદધી રસ સંદોહનો ।૧૭।

અખીલ શુભકર સુખદ કમનીય કૃપાનો અર્ણવ સદા ।
પરમ અદભુત કેવલ રસીક રસરાય મહાનાયક મુદા ।૧૮।

અનુકુલ શીરોમણી શીખર એ અને પરમ મંગલ મહોદધી ।
મંગલનુ મંગલ મનોહર મંગલ રૂપ એ મહાનીધી ।૧૯।

સર્વાંગે કેવલ સકલ મંગલ મઈ મંગલ વર ।
મંગલ રસે પરવર્યા મહા રસીક વરેસ રસે ભર ।૨૦।

મંગલને મહા મંગલકારી અખીલ જગતને નીત પ્રતી ।
ત્રીભુવનને મંગલ રસીકને મંગલ કરણ મંગલા હેતે ।૨૧।

આ ઓગણીસ કલીએ કરીને સર્વોપર લીલા વૃષ્ટિ નીરૂપાધી કૃપાભેર ત્રીભુવન મંગલ કરણ સ્વરૂપ કહ્યું. હવે તે ત્રીભુવન કહીએ છીએ

એ ત્રીભુવન રસ નાયકાના સ્વરૂપ મહા મોહામણા ।
મહા રસીક ને રસ ભોગ્ય અતિ ઉપયોગ નિત્ય મોહામણા ।૨૨।

અધર ઉરોજ ને સ્મર છત્ર એ ત્રણેય ભુવન રસભર્યા ।
પ્રાણ પ્રભુએ પ્રણય જુત રસવસે અંગી કર્યા ।૨૩।

એ બે કલીયે ત્રીભુવન રસ ભોગ્ય સ્વરૂપ કહ્યું ।

હવે આગલ એવા સ્વરૂપનો સ્વરૂપ સમાન સ્વરૂપ રસ મારગ તેને વિષે મંગલમઇ પ્રભુજીએ પ્રગટીને સ્વરૂપ રસ મારગ પ્રકટ કર્યો તેની સુચનીકા કહીએ છીએ

એહવા સ્વરૂપનો મંગલ મારગ મંગલ રસ પરમાવીધી ।
વિઠલ કુમાર તે પ્રગટીયા મંગલ સમય મંગલ નીધી ।૨૪।

એહવું એ પ્રાગટય મંગલ રૂપ ભર્યું મંગલે ।
મંગલકારક ભકતનું મંગલ કરે મંગલ ફલે ।૨૫।

ભક્તિ મારગ પ્રકાસી તે કોઈ અનીરવચની રસ નવો ।
પ્રગટી કરણ એ પ્રમેય બલ બ્રહ્માંડે વીસતીર્ણ હવો ।૨૬।

એહવે સ્વરૂપે બિરાજે છે મહા અતુલ બલે અતીસય ।
આનંદમઈ કલ્લોલ ભર શુભ સાર સાર સુખોદય ।૨૭।

જેહવું સુખ સમોહ નીસીમ સીમા સોભાગ્ય તિલક અભિરામ જે ।
પરમ મંગલ ધૈર્ય એહવું નાથ ગોકુલ નામ તે ।૨૮।

ગોકુલીક જન જીવન જેહનું સુધા કોટીક ભ્રાજતુ ।
સ્વાસ્ત હેત લાવણ્ય જુત શ્રીવદન અરવીંદ રાજતુ ।૨૯।

દ્રીજવર વેસ સુવેસ જે અતિ પ્રાણ વલ્લભ ભક્તનો ।
શ્રી ગોકુલપતી રસ પુર્ણ દાતા એતનમારગી જગતનો ।૩૦।

એ સાત કલીએ નિત્ય બિરાજમાન અતુલીત બલ સ્વરૂપ ચાર પ્રકારે કહ્યું. હવે એહવા સ્વરૂપને નમન કરીને સ્વરૂપસું મહા મહેદનો સબંધ કહીએ છીએ

એહવો મહોદાર શીખર-મણી તેહને પ્રથમ નમન કરીયને ।
પછે મહા પુરૂષાર્થ રૂપ તે કહુ ઉરમાં ધરીને ।૩૧।

મહા કારૂણીક કારણ મધ નિજદાસ પરમ જે ભગવદી ।
મહા મહેદ ભાગ્યની રાસ તે ભક્તરાજ શીરોમણી ।૩૨।

પુષ્ટી પુષ્ટી રસમાર્ગી અતિ રસીક નીરવીધી નેહની ।
સર્વ ભાંતે સર્વ આશ તે પુરણ કરી છે જેહની ।૩૩।

અતિ સોહાગી સાથ એહ સમાજ સુખનીધી સર્વદા ।
સર્વ પદારથ સિધ્ધ કરણ મારા સહાયક એ સદા ।૩૪।

ચિંતતાધીક દાયક શુભ મનોરથ પુરક સુરતરૂ ।
પરમ શીક્ષક સંગ બલ સર્વ અર્થ જ્ઞાપક મારા ગુરૂ ।૩૫।

જેહસું એ રસીક-વર અનુરકત અતિ આશકત છે ।
તે માહારા આચાર્ય સર્વોત્કર્ષ બોધક ભકત છે ।૩૬।

તેહને મારા અખીલ મનોરથ સિધ્ધ થાવા કાજને ।
અર્થે નમન નવનવ મનોરથે કરૂં એહ સમાજને ।૩૭।

તે નમન કરીને ચરીત્રનો આરંભ કીધો તે ત્યાંહાં ।
પણ મન પ્રવેશ કરે નહીં ત્યારે વિચાર્યું એ મનમાંહાં ।૩૮।

જે જે લીલા ચરિત્રને કહેવાનો મનોરથ મન તે ।
તેહ લીલા ચરીત્રનું તે નામ કહેવાનીય જે ।૩૯।

એહવી યોગ્યતા મારા વિષે એ નમનથી સંપન્ન હવી ।
તેથી નામ એહોનું નિરૂપણ હું કરૂં સાંપ્રત્ય અનુભવી ।૪૦।

તે નામ વ્યાજે એ મહા રસીકનું નિત્ય ચરિત્ર અતિ રસમય ।
મંગલા-ચરણે મારા સરસ મનને પુછુ છું કરી ભાવોદય ।૪૧।

એ અગ્યાર કલીએ નિત્ય ચરીત્રનો આરંભ કર્યો પણ મહેદનો સબંધ પ્રભુસું કહીને મનોરથ સિધ્ધને અર્થે મહેદને નમન કરીને નિત્ય ચરિત્રનો આરંભ કર્યો પણ મન આગલ પ્રવેસ કરે નહી તે મનસું વિચાર કર્યો જે એને નમન કરીને સાંપ્રત્યે જે ચરિત્રનો મનોરથ કરૂં છું તે ચરીત્રનું કે નામ કહેવાની યોગ્યતા મારે વિષે સંપન્ન હવી દીસે છે. એહવુ મોટુ એ ચરિત્ર. હવે એહવા ચરીત્રને મંગલા ચરણે હું કોને નમન કરૂં ? તે ફરીને મનસું વિચાર કરે છે

આ દેહ કેહેને નમન કરૂ એહ વિતર્ક મનમાંહાં ધરી ।
અર્થ માહારો કોણથી સરસે એમ વિચારૂં ફરી ફરી ।૪૨।
સર્વ મોટાથી મોટો પદારથ હોએ જેહ ।
તેને કરીએ નમન સિદ્ધ થાએ અર્થ સહુ એહ ।૪૩।
માટે ચરીત્રને કે ચરીત્રના અનુભવીને હું નમન કરૂં ।
કે ચરીત્રના પ્રગટી કરણને નમન કરી ઉરમાંહાં ધરૂં ।૪૪।
કે ચરીત્ર પ્રગટીત પાત્રને નમન કરૂં એ મનમાંહાં ।
તે વિચારતા સર્વોત્કર્ષ નિશ્ચય કર્યો તે નમુ ત્યાંહાં ।૪૫।
જે સર્વતોધીક ચરીત્ર મોટુ એથી મોટુ કોઈ નહીં ।
માટે એતાદ્રસ એ ચરીત્રને હું પ્રથમ નમન કરૂં અહીં ।૪૬।
નમન કરી એ ચરિત્રનો આનંદભર આરંભ કરૂં ।
એ વિચારતા નિશ્ચય કર્યું પણ ફરીયને મનમાંહાં ધરૂં ।૪૭।
નમન પ્રભાવે કરીયને ઉપજ્યુ એણીપેરે મનમાંહાં ।
એહવા મોટા ચરિત્રનો અનુભવ જેણે કીધો છે આંહાં ।૪૮।
તે અનુભવી સર્વથી મોટા તેથી મોટુ કોઈ નથી ।
માટે પ્રથમ તેહને નમન કરીયે વિચાર્યુ મનસું કથી ।૪૯।
વલી વિચારે એમ ઉપજ્યું અનુભવી અનુભવ તો કરે ।
જો પહેલા એ ચરીત્રને કો પ્રગટ કરી રસભરે ।૫૦।
માટે એ ચરિત્ર પ્રગટી કરણ મોટો તે પ્રભુને અનુસરૂં ।
એહ મન નિશ્ચય કરૂં જે એહોને હું નમન કરૂં ।૫૧।
પણ ચરીત્રને પ્રગટી કરણે એ ચરીત્ર તો કાંઈ આપથી ।
સ્વત: એહવું રસભર્યું તે પ્રગટ તો થાતુ નથી ।૫૨।

એ ચરિત્ર પ્રગટીત પાત્ર વિના રસ ચરિત્ર તો નવ નિપજે ।
એહોને મન મનોરથથી ફલ ઉભયતા સંપજે ।૫૩।

એ લીલા ચરિત્ર પ્રગટીત પાત્ર મોટા તે એ લીલાના પાત્રને ।
પુરક મનોરથ લહી નમન કરૂ રસીકજન માત્રને ।૫૪।

આ તેર કલીએ એ નિત્ય ચરિત્રને આરંભે નમન કરણી પાત્ર નિશ્ચય કર્યા હવે જેહને નમન કરીએ તેહનુ પ્રથમ સ્વરૂપ કહ્યું જોઇએ. શા માટે ? જે સ્વરૂપ જાણી તેહવે રસે હૃદયા રૂઢ કરીને નમન કરીએ તો તે નમન ફલીત થાય માટે પ્રથમ એહોના સ્વરૂપ પ્રયત્ના કરીને એ રસપાત્રના લક્ષણ ગુણ ધર્મ રૂપ રસ ને પ્રિયસું એ પ્રકારના રસનો સબંધ ભાંત ભાંતનો છે ને પરસ્પરતું પ્રિયત્વ તે કહીએ છીએ

હવે નમન કરવા સમય તેહોનુ સ્વરૂપ કહીને નમન કરૂં ।
જેહનું આહવું સ્વરુપ એહવા લક્ષણ તે ઉરમાંહાં ધરૂં ।૫૫।

એહવા ભકતને હું નમન કરું તે કોણ ભકત ને કહેવા ।
જે વલ્લભજીના વલ્લભજી અતિશે મહા ફલાત્મક તેહવા ।૫૬।

પરમ મહાફલ રુપ છે જે શ્રી મહા પ્રભુજીને નિત્યે ।
નિત્ય પરમ ઉત્સવના સ્વરૂપ જે અહરનીસે પાગ્યા હીતે ।૫૭।

જે વિદુ વદનીઓ વિશાલાક્ષી પ્રગટ અરવિંદ લોચના ।
મહાનાયકા ઉન્મત મદે ભર કામ આરત મોચના ।૫૮।

એહવા ટોલ ગ્રીવીધા તણામાં કુલાંગના જે કુલવતી ।
એહો વિષે એમાંહાં અતિ અદભુત અસાધારણ રતિ ।૫૯।

પરકીયત્વ જે મુખ્ય રસ એ મહા પદારથ છે જેહ ।
પછે તે મધ્યે સ્વકીયત્વ રસે પ્રવેશ કીધો છે એહ ।૬૦।

એ બે પ્રકારનો રસ કહ્યો જે પ્રથમ પરકીયત્વ ને તે મધ્યે પછે સ્વકીયત્વ ।
એહવા એ સ્વકીયજન રચીયતા રાજયના ધણી ।૬૧।

તે રાજય રાજયના અનુકર્ણ આવરણ સર્વ કહીએ છીએ ।
એહવા એ સ્વકીય જન સદપાત્ર છે સર્વોપર ।
જેહો વિષે પુર્ણ સદા નિરંતર રચીયતા રાજ્ય તણો ભર ।૬૨।

તે રાજય અતિ ઉત્કષ્ટતા જયુત સોહતુ સોહે ઘણુ ।
એ રાજયના અનુકરણ અદભુત વિસદ કરૂ છું કાંઇ તેહ તણુ ।૬૩।

તે રાજય મધ્યે રાજયના અનુકર્ણ એ રાજયને વિષે પ્રતી મેં હરખસું છોહ કર્યું
જે માહા વિચીત્ર વિધ મોહક ઉત્મોતમ રસ ભર્યું ।૬૪।

અનુરાગે રંગી સુદ્રષ્ટી રૂપી સુદ્રઢ સુખદ સિંઘાસન ।
તે અનેક રચનાસું રચી રચ્યું છે મોદે મન ।૬૫।
ત્યાંહાં અતિ પ્રસન્નતાએ પ્રેમસું બેસાડયા છે સુખ આસને ।
અને ઐકયતા રૂપી ગાદી અતી મૃદુલ આણી મને ।૬૬।
માંહે કૃપા અનુગ્રહ રૂપી રસભર ભરી ધરી કોમલ પરે ।
તે ઉપર આરત અપેક્ષાએ પુર્ણ રમણ ઈચ્છાએ ભરે ।૬૭।
તે અતિ અચલ ઉપધાન ધર્યું સ્પર્સીને બેઠા ત્યાંહાં ।
રસદાયક અનેક મનોરથે રસભર્યા અતિ મોદે જ્યાંહાં ।૬૮।
ઉભય અભિષ્ટ પુરક આશાએ રાજ્ય ભાવ મુખ્ય લેઈ ।
ગર્વ પુરક શુભ સૌભાગ્યે બેઠા છે ત્યાંહાં ચીત દેઈ ।૬૯।
ત્યાંહાં એહોને વ્હાલોજી વહાલે ભર્યા હરખે ભરીયને ।
ઉછાહા પ્રમોદક સુધા સિંધુ તે સાંપ્રત્ય કરીયને ।૭૦।
આરતે આદરમાને મીશ્રીત વચનામૃત મંત્રે કરી ।
રાજ્યનો અભિષેક કરે તે હીતે ભરી ।૭૧।
શિર પર અગણીતાનંદે રત્ને જડીત શોભા ધરે ।
જલહલતુ ઝાતકાર કરતું શીતલને શીતલ કરે ।૭૨।
મન રૂપી ઉમાહા સુખદ અતિ આરત હરણ આરત ભર્યું ।
આતપ નાશક અષ્ટ પ્રહર તે એહવું છત્ર ત્યાંહાં ધર્યું ।૭૩।
પછે પદ્મલોચ ને કટાક્ષ કરણ અનીવર્ત નિત્ય ચમર ઢલે ।
એહવે મહારાજ આસને બેઠા છે તે અવીચલે ।૭૪।
તદંતર પુર્વ અવસ્થાની વિસ્મૃતે સહુ દેહના ।
તે રહીત અનુસંધાન જ્યુત ઉતમ તે પાગ્યા નેહના ।૭૫।
તે એતાદ્રસ રાજમદ ચઢયો તેથી રાજ દાયકસું મહા મદભર ।
ગર્વીત થઇ રોષે ચઢયા તે રોષ પ્રભુને સુખકર ।૭૬।
તેણે કરીને મહારાજ રાજેશ્વર આધીસ સ્વાધીન કર્યા ।
એહોને રસ વસ થઇ એહો સંગે રહે નિત પરવર્યા ।૭૭।
એ રાજ્ય મધ્ય રાજ્યના આચરણ અભિનવ દેખીએ ।
પ્રજાનું પાલન અને પોષણ સુખદુઃખ વિસેખીએ ।૭૮।
તાડન મારન બંધન દંડ ને સર્વોધીક નીવાજવું ।
એમ રાજ્ય આચરણે સહીત સહુ બિરાજે છે અભિનવુ ।૭૯।
તે પ્રીયાના સર્વાંગ રૂપી પ્રજાનું અંગ ધને ધરી ।
તે પાલણ પોષણ થાય છે એ સહેજમાં પ્રેમે ભરી ।૮૦।

અંગનો આસ્વાદ લેવાને તે મન ઉલટ ભર્યું ।
નાત્કાર કરવો તેહ સમય અહીં એહ દુઃખ સુચન કર્યું ।૮૧।

કુસુમ વિસીરવને સદને તાંડવ અવીલોકને અંગ સીથીલ કરણ ।
એહ સીથીલ કરવું તેહ મારણ સર્વદંડ ને મન હરણ ।૮૨।

મન હરીને હરણાક્ષી માગે દંડ નીવાકી ભલી ।
તેથી અધીક તે એહી પાસે રહ્યું છે એમ અટકલી ।૮૩।

પછે વિધુવન તેણે તે બંધે બાંધી કર્યા હૃદય દ્વાર તે ।
ત્યારે વંદે તે વારંવાર એહવું આણે સમય અધાર એ ।૮૪।

એ રીણ રહીત થાવા તણી તે પેર નાંહીં કાંઇ એવડી ।
સંકોચ સોચે શુધ્ધી રહીત થઇ શરણ ગ્રહું સુખ ગૈવડી ।૮૫।

ત્યારે રાજ્ય અધીકારીએ રસે ભર્યા ને સુખદ સીરપાવ સાજ્યા ।
પ્રાણ સહીત સર્વાંગ સોંપી સર્વોપર તે નવાજ્યા ।૮૬।

એણે પ્રકારે શ્રી મહારાજ બિરાજ રાજેશ્વરે ।
એહો વીસે અખંડીત રાજ્ય એહવું સ્થાપન કર્યું સર્વોપરે ।૮૭।

એહવા એ સમુલ રચીયતા સ્વતઃ રાજ્ય તણા ધણી ।
પ્રભુજી સદા રહસ્ય રમણ ને આનંદે ભર રૂચી ઘણી ।૮૮।

એણીપેરે સર્વોપર બિરાજે છે સોહે અવની પર ।
કામે કમનીઅ રહીત તે કામે રતી ઉતમ તર ।૮૯।

આ ૨૮ કલીએ કરીને રસ સબંધ મધ્યે સ્વીયતા રાજ્ય કર્યું.
હવે આગલ ગુણ ધર્મ રૂપ રસ પ્રીયત્વ કહીએ છીએ.

એહવા અલૌકીક ભાવાપન્ન છે જ્યારે ધર્મવાન જેહોના ।
અંગ ને પ્રતિઅંગ આનંદમઈ દિસે છે તેહોના ।૯૦।

અંગેઅંગ આનંદયો આનંદ રસ ફેલી રહ્યો ।
જગમગ્યો ઝલમલતો અનુપમ કેણે નવ જાએ કહ્યો ।૯૧।

તેણે અતિ આનંદના પુર ચાલે છે તે પરમ સોહાવતા ।
તેહવા આનંદ આનંદાઇના જુથ મોટું ઉપજાવતા ।૯૨।

પ્રિયને મન ભાવતા અંગના સુખને સુખ ભરે ।
સુંદર નાહને સોહતે મોહીતાને મોહીત કરે ।૯૩।

હવે એહોને સ્નેહ ઉપજ્યાનો પ્રકાર ને સ્નેહનું રૂપ કહીએ છીએ

જે એહવા સ્નેહના ધણી નેહ નીરભર જેહોને તે ઉભય અનુગ્રહ લક્ષણ ।
બીજ ભાવાંકુરથી ફલ ફલીત જે તતક્ષણ ।૯૪।

રસ લગી રસ રસેભર્યો રસ રસભર્યો સ્નેહ ઉપજ્યો ।
શુધ્ધ સ્નેહ ઉતમ જાતનો જે સુજાતિ રસ અનુપનો ।૯૫।

અસહાય સ્નેહવંત જેહ ને સ્નેહને કો સહાયક નહીં ।
એહનો નીરૂપાધી સ્નેહ નવનવ ભાંતનો દીસે અહીં ।૯૬।

અતી અથાહ ઉદે જે ઉકંત વીતપુર્ણ સ્નેહે પુરણ કર્યા ।
એહવા સુદ્રઢ સ્નેહના શ્રણી એહવે સહેજ સ્નેહે ભર્યા ।૯૭।

ઉભય અનુગ્રહનો પ્રકાર સ્વકીય સુજાતી પ્રભુજીના અનુગ્રહીના અનુગ્રહી ।
અને પોતાના સ્વ અનુગ્રહના અનુગ્રહી આપ સ્વતઃ લહી ।૯૮।

એણે મારગે કેવલ પ્રભુનેજ અનુગ્રહ કેમ હોએ તહીં ।
એતન મારગીનો એતન માર્ગ અર્થ સિદ્ધ થાએ નહીં ।૯૯।

ઉભય અનુગ્રહી એતન માર્ગી સીધ્ધ ફલ કહેવાય છે ।
તેમ એહોને એ અર્થ ઉભય અનુગ્રહ સિદ્ધ થાએ છે ।૧૦૦।

એ અનુગ્રહ તે ઉભયતા મલી રહ્યો છે એક એકમાંહાં ।
માટે ઉભય અનુગ્રહ કહ્યો જે એહોને પણ આંહાં ।૧।

અનુગ્રહ એહોને મહા ફલરૂપ પરમ પુરૂષાર્થ છે ।
સર્વ કાર્ય ને સર્વ ભાંતે સર્વ સાધક અર્થ છે ।૨।

આ પાંચ કલીએ કરીને ઉભય અનુગ્રહ ઉભય ફલ સાધ્ય કહ્યો
હવે એતન મારગીનું રૂપ એ મારગ રસના રસદપાત્ર કહીએ છીએ

હવે એતન માર્ગ કહેતા સાધના તીત કેવલ ।
રસાશ્રીત રસનો સ્વરૂપ રસમાર્ગ એહવો મહાબલ ।૩।

એ મારગ કેરા અનુગ્રહી અનુગ્રહ કરી વિલસીત એ ।
કારણમઇ પ્રભુની કૃપાના શરણ અતિ કૃપાવંત એ ।૪।

પાત્ર અનુપમ કૃપાના અને પાત્ર હીતના દેખીએ ।
હારંદ્ર કેરા પાત્ર એ તે કયાંહાં લગી વિસેખીએ ।૫।

રસીકવરના રસના પોષક રસાશ્રણી કેવલ રસ ।
રસાશ્રીત રસના મહાદાન પાન પાત્ર રસે વસ ।૬।

આ ચાર કલીએ કરીને એતન માર્ગના અનુગ્રહી કહ્યા. હવે
એ સબંધ મધ્યે રસાશ્રીત રસનુ સ્વરૂપ કહીએ છીએ

હવે રસાશ્રીત રસ કહેતાસું જે એ શ્રીમહા પ્રભુજી તેહ ।
નવરસ રસીકનો નીધાન જે શરણ સહુનુ છે જેહ ।૧૦૭।

અખીલ રસનો આશ્રય આધાર એહો તેણે વીસે ।
વીરચ કર્સક ગુણ ધર્માશ્રીત એહ રસ છે અહર્નીસે ।૧૦૮।

જગમોહન સ્વરુપાશ્રીત રસ છે અને રસીકાધાર રસાશ્રીત ।
રસ છે એ આદિ તે જાવદીક અને એ મીશ્રીત ।૯।

એ આશ્રય છે રસ તેહના ગોપ્ય પ્રગટ રસના બહુ ।
બહુ પાત્ર છે તે પાત્ર ભેદે ભાવ ભેદ તે છે સહુ ।૧૦।

ભાવ ભેદે ભેદ તે રસનો રસભેદે ભેદ તે દાનનો ।
દાન ભેદે ભેદ ફલ ને ફલ ભેદે સ્વાદ તે પાનનો ।૧૧।

સ્વાદ ભેદે અવસ્થાનો ભેદ છે તે અતિ ઘણો ।
અવસ્થા ભીને કરીને ભાવે એ ભેદ તે પ્રભુ તણો ।૧૨।

ભાવેઓ ભિન્ને સંતોષ ભીન્ને પછે ભાવે એનો એ ભાવતો ।
પ્રભુને ભાવતો ભાવ તે ભાવે અધીક રસ ઉપજાવતો ।૧૩।

તે ભાવ ભીન્ને ભીન્ન પ્રકારે રીઝે છે તે મનમાંહાં ।
તે રસજ્ઞા શીરોમણી પાત્ર વીશેષે રસ વીશેક અર્થ ત્યાંહાં ।૧૪।

જેહ જેહવું પાત્ર તેહને તેવો રસ સંપન્ન કરે ।
કો એક તે ત્યાંહાં ગુણ ધર્માશ્રીત રસ તે આપીને ભરે ।૧૫।

કો એકને ત્યાંહાં રસાશ્રીત રસ આપે છે પ્રેમે કરી ।
કો એકને ત્યાંહાં રસાશ્રીત રસ આપે છે રસસું ભરી ।૧૬।

તે એક ભકતને કેવલ રસાશ્રીત છે પાત્ર રસના જેહોને ।
સદા સર્વદા પરમ પરમોત્કર્ષ સમે વિસે તેહોને ।૧૭।

નિરાવર્ણ સ્વરૂપનું દર્શન પુરણ છે જેહ ।
અનુભવ્યા અનુભવે રસે કરીને તે પુરણ થાએ છે તેહ ।૧૮।

સંપુર્ણ ઉભય રસ તણા અનુભવના અનુભવી છે જેહ ।
જેહોનો નિત્યે રસાશ્રાતે રસના ફલાનુભવ હોએ છે તેહ ।૧૯।

આ તેર કલીએ કરીને એ એણે રસાશ્રીત રસ આદિ સર્વ રસનો
ભોગ કહયો. હવે આગલ વલી સબંધ રસ લક્ષણ એહોની
ઉત્કર્ષતા લોભ સહીત કહીએ છીએ.

સંયોગ સુખે સદા સુખી ને અંગવત એ અંગીના ।
અંતરંગ અતીસે ભકત એ શ્રીઅંગ સંગ સંગીના ।૨૦।

પરસ્પર એક એકનો તે ઇચ્છતા ઇચ્છા કરી ।
જેહોને પ્રભુ પોતાના તે કહ્યા છે પ્રેમે ભરી ।૨૧।

આંખની આંખ ને અંગના અંગ સોભાગ્ય રસે લસી રહ્યા ।
કૃપા જેહોનીએ કરી અંગને ઉપજે વણ કહ્યા ।૧૨૨।

અનુસરણ પ્રભુનું રસ વિષે અને રસ અપેક્ષા હોએ વલી ।
અહેદની કરૂણા તે ઇચ્છે ભાવ તે ભાવે ભલી ।૨૩।

ત્યારે સ્વરૂપ રસની હોએ પ્રાપ્તી એહવા એ લોભી ઘણું ।
મહા લોભવંત અતી અપમીંત પ્રેમભર કહું તેહ તણું ।૨૪।

જેહોના હૃદય તે સ્વરૂપે સંવલીત ભરીત પરમ રસે ભર્યા ।
સ્વ ઇચ્છા સરસ હૃદયનો પ્રીય છોડી શકે ન અંગીકર્યા ।૨૫।

અને જે પ્રભુના મન છે પ્રભુ જેહોના મન રૂપ થઈ ।
મનમાંહાં રહ્યા છે સર્વદા તે થઇને મહા રસમઈ ।૨૬।

એ ભક્તનું અંતઃકરણ સ્વરૂપ ને સ્વરૂપનું તે ભકત એ
એમ એક એકના અંતઃકરણ રૂપ છે અનુરકત તે ।૨૭।

જેહોથી કાંઈ પ્રભુને દુરાવ નહીં વચન નહીં ।
પ્રભુના રસનો ને હીતનો હારંદ્ર તે જાણે સહી ।૨૮।

રૂચી સહીત રૂચી તે સમજે જોતા માત્ર પ્રતિક્ષણે ।
લહે મનવૃત પ્રાણ પ્રભુના મન તણી તે ઈક્ષણે ।૨૯।

વેધીય તે બહુ ભાંતના તે વિવિધ પેરે હીત ભરીને ।
જેહને કાંઈ કહેવું શીખવવુ પડે નહીં કેમે કરીને ।૩૦।

એહવા એ રસીક-જન તે રસે વેષ્ટીત પ્રેષ્ટ પ્રભુને પ્રાણથી ।
પાત્ર પ્રગટીત સિદ્ધ રસના અતિ પકવ પ્રેમ પ્રમાણથી ।૩૧।

એ બાર કલીએ કરીને ઉભય એક એકના રસમાં રસે મીશ્રીત રસ કહયો હવે આગલ ત્રીવીધ પાત્ર પ્રગટીત રસનો પ્રસંગ કહીએ છીએ.

હવે રસ છે ત્રીવીધ પાત્ર પ્રગટીત નવનવી જે જાતનો ।
એક પ્રેરીત બીજો સ્થાપીત ત્રીજો સ્વ પ્રગટીત એ ભાંતનો ।૩૨।

તે વિસદ કરૂં વિવિધી પાત્ર કાંઇ વિલક્ષણતા જુજવી ।
એ પાત્ર પરાક્રમ તણી પ્રબલતા ભાવ અનુસારે તેહવી ।૩૩।

જે પ્રેરીત પાત્ર તણો જે રસ જે પ્રસરા લગી તે પ્રબલતા ।
સ્થાપીત પાત્ર સંયોગ સમે તે સ્થાપન સુરતે સબલતા ।૩૪।

એથી મોટો સ્વતઃ જે રસ પાત્ર વિષે નિત્ય સ્થિર રહે ।
એ રસ રમણરસ અલંકૃત પ્રિય સુખ તણો આગમ લહે ।૧૩૫।

એહવા સિધ્ધ રસના પાત્ર એ જેહા વડે રસ સર્વોપર ।
ત્યાંહાં સિધ્ધ થાએ છે સર્વરસ આધિકયથી આધિકય તરે ।૧૩૬।

અને રસતું શરણ એ વલી વિશ્વાસનું એ શરણ છે ।
જયાંહાં પ્રેમ વસ થઇ પ્રભુના મનનું અનુદિન એહી અનુશરણ છે ।૩૭।

આ છ કલીએ કરીને ત્રીવીધ રસ રસ સીધ્ધતાના પાત્ર સહીત કહયો. હવે આગલ જે પંચાવનમી કલીએ પ્રથમ ચાર પ્રકારની પ્રત્યના કરી છે જે એક તો એ રસ ભકતનું સ્વરુપ કહીસ, લક્ષણ કહીસ અને એ કહેવા ભકત કહેતા પ્રભુસું આહવા સબંધના ધણી ને કોણ ભકત કહેતા જે સૃષ્ટી અનેક પ્રકારની છે તે એ કોણ સૃષ્ટી. ત્યાંહાં એ ચાર પ્રત્યના કરી છે તે મધ્યે સ્વરુપ તાં આગલ કલીએ કહીસ અને લક્ષણ ને સબંધ ઠામ ઠામ કહયો અને કોણ સૃષ્ટી તે જે સહીત અપ્રાકૃત સુચવી છે જે ભર ભોગ લીલા એ છે તાંલો ગુજરાતથી પધાર્યા પછી આગલ કહીસ. તે ભરભોગ લીલા તેણે ચરીત્ર તે એણે સ્થલે અહીં છે

અપ્રાકૃત સર્વ રસે ઉછલીત રસની સૃષ્ટી એ ।
એ સૃષ્ટી તે જે પહેલે તરંગે છે કહી છે ઉત્કૃષ્ટ તે ।૩૮।

વીસમે માંગલ્યે પાંચમી કલીથી સુચન કરી ।
જે પ્રભુજીને સંગે પ્રગટી સ્વતઃથી રસે ભરી ।૩૯।

સદા નીજ અર્થને અર્થે અને પર ઉપકારની ।
જેહને સંગે અલ્પ સબંધે દૈવી અનેક પ્રકારની ।૪૦।

એક એકને ઘેર પ્રગટ થઇ રસ યોગ્ય લીલાએ કરી ।
લીલામાંહાં તાણી લીધી રસાત્મીક ભાવે ભરી ।૪૦।

તે સૃષ્ટી તે રાજે પ્રભુજીની પાસ અહીં એ ફરી ફરી ।
ને નવીન રસના ભોગને પ્રગટે છે મહા મનોરથ ધરી ।૪૨।

વિચીત્ર નૌતન રસ તણા ઉપપાત્ર ને પ્રેમના પાત્ર એ ।
અભીલાખી નૌતન રસતણું ઉપયોગી જેહના ગાત્ર તે ।૪૩।

એહવી રમણ રંગે ભાવ ભાવાંતર તણી બહુ સૃષ્ટિ છે ।
જે એહ સૃષ્ટી તે સર્વોપર સર્વથી અતિ ઉત્કર્ષ છે ।૪૪।

અને વલી જે છવીસમે માંગલ્યે જયાંહાં બસો બે કલી ।
ત્યાંહાં લખી ચાર પ્રકારની અનુગ્રહી જે રહી છે મલી ।૪૫।

આધી દૈવીક અતીરીકત જે પુષ્ટ પુષ્ટ પોતાની વરી ।
ઉપયોગની શ્રીઅંગની વાધતી દિનદિન પ્રતિ રસભરી ।૧૪૬।

ભરભોગ લીલા છેતાલે ગુજરાતથી પધારીને ।
પરકર સાથે ભાવી કહીસે જે કહી આવ્યા વિસ્તારીને ।૧૪૭।
તે સૃષ્ટી તે એ અતિ સોહાગી અસંખ્યાત અપરમીતે ।
તે સૃષ્ટિ મધ્યેના ગુઢરસના પાત્ર રસીક ભર્યા હીતે ।૪૮।

એ અગ્યાર કલીએ કરીને અપ્રાકૃત સૃષ્ટિના પુર્વ પ્રસંગની સુચનીકા કહી. હવે એહવી એ સૃષ્ટી મધ્યે ગુઢ રસના પાત્ર તેણે જેસું પ્રભુ પોતાના ઐશ્વર્યાદી ધર્મ અલગા મુકીને લીલા કરે છે તે લક્ષણ યુત પ્રિયત્વ જ્ઞાનની સૃષ્ટિના લક્ષણ સબંધ વલી ફરીને કહીએ છીએ.

પ્રભુ પરાયણ કેવલ સર્વ સામર્થવંત એ ।
તેસું પ્રભુ પોતાના ધર્મ જે ઐશ્વર્યાદી અનંત તે ।૪૯।
અને પોતાનું અસાધારણ પ્રભુત્વ અલગું મુકી અને ।
કરે છે ભર ભોગ લીલા આપ સહુ સોંપી અને ।૫૦।
અને જેહોને પ્રભુ વિષે તે પ્રભુતા જ્ઞાન નહીં અણું ।
કેવલ પ્રીયત્વ જ્ઞાન છે જેહને સાર તે રસ તણું ।૫૧।
જે ભુતલ મધ્યે પ્રભુ સુખારથ રમણ હિત રસકાજને ।
અકર્તમ જે સ્વયં નિરમીત પ્રગટ હીત મહારાજને ।૫૨।
ભજન લીલા રમણ રસ ઉપીયોગી આવે ભોગ્યને ।
જે વિના બીજું કો છે નહીં પ્રભુજીને સ્વ રમણ જોગ્યને ।૫૩।
એ સૌભાગ્યતામાં ગુઢ રસ ને પુર્ણ મનોરથસું ભર્યા ।
અભીલાખે ભર આરત ભર્યા અને ઉમંગ અનુરાગે ભર્યા ।૫૪।
ઉત્સાહ રસ રંગે ભર્યા અતિ અગણીતાનંદે ભર્યા ।
મોદે ભર્યા માને ભર્યા એ યોગ્યતા સકલે ભર્યા ।૫૫।
પરમ ભર ભાવે તે ભર્યા વલી નિત્ય માનવંતા તે જેહ ।
મહા ભાગ્યવાન આન સમાન નહીં કોઈ તેહ ।૫૬।
સર્વોતમ નાયકા સરસાના તે યુથ સોહામણા ।
પ્રભુ સુખ વિષયક કપટ વિદ્યાએ અતિ કુશલ કોવીદ ઘણા ।૫૭।
હાસ્ય જેહનું સુધા સિંધુ ને સદ્ય ઉપ મરદન કરે ।
અને રીપ જેહની પ્રસન્નતાથી અધીકતર શોભા ધરે ।૫૮।
અતિ સુખદ સોહામણી જેહસું પ્રિયનું મન હરે ।
કોપ જેહનો પરમ પ્રિય શ્રી પ્રભુજીને પ્રેમે ભરે ।૫૯।
જે ઈચ્છે છે આનંદ ભર કેવલ લીલાના પાનને ।
રમણમાંહાં અતિ રસીક અને દાનાતુર રસ દાનને ।૧૬૦।

મહા નાયકને અંગ સંગે અતિ સુભટ પરીરંભણે ।
પરમ સુર શીરોમણી કામે કુશલ શુભ મતી પણે ।૬૬૧।

રસ સંગ્રામે રસીકને રીઝવે રસમાંહાં એહવા ।
અભીનવા અનીરવચની સુખદ રસદાયક વલી કહું કેહેવા ।૬૨।

સર્વ ભાંતે સર્વ પ્રકારના રમણ મનોરથ પુરક ।
અતિ અનુપ રતીના તે દાયક આરત અતીસય ચુરક ।૬૩।

કેવલ અતી આનંદભર અને દેહ રસમય જેહના ।
જેહોને ઉર અવનવી તરથી પ્રતિદિને હોએ નેહના ।૬૪।

અહોરાત્ર ઉમંગસું સીંધુ રસના ઉછલીત થઇ થઇને ।
વાધે છે તેથી સર્વ અંગ તે અતિ સુખદ રસ લેઇને ।૬૫।

રસે ભરીત ભર્યા તે રહે છે એ સીંધુથી બહુ ભાંતના ।
આનંદ ને વલી મોદ ભક્તના તે પુંજ નવનવ જાતના ।૬૬।

પ્રગટ હોએ છે જેહની લાલચે પ્રભુ અતિસે ઘણું ।
લલચાયા રહે છે એહવા પ્રિયના પ્રિયા કહું વલી તેહ તણું ।૬૭।

મહા મૃદુલાંગી જેહોના અંગ ઉરોજ વિના સહુ ।
સરસના તે કુસુમ થકી અતીસે પરમ કોમલ બહુ ।૬૮।

શ્રીઅંગ લાવણ્ય સિંધુરૂપી મરકંદે મત તે મહમહે ।
એહવા ગજ ગામીની અતિ આમોદે આસ્વાદીત રહે ।૬૯।

આમોદનીઓના ટોલ સર્વદા અતિ સૌભાગ્ય શીરોમણી ।
મહા ભાગ્યમઇ અતિ ભવ્ય ભાવના ભાજન પ્રિયની રૂચી ઘણી ।૭૦।

પ્રિય સૌભાગ્યને ભાગ્યે પુરા અતિ સોહાગે આવર્યા ।
સકલ સુંદરીના તિલક સંપુર્ણ શોભાએ ભર્યા ।૭૦।

સર્વ સમય સર્વાંગ જેહના અતિ સુંદર ઓપે ઘણું ।
અલ્પ સૃંગારે સ્વરૂપ જેહનું દીસે પરમ સોહામણું ।૭૧।

સર્વોપર સૃંગાર ભાવે ભુપીત ભુષણ રૂપ તે ।
જે સ્વરૂપ રૂપી સૃંગારે સૃંગાર્યા પરમ અનુપ જે ।૭૨।

એહવી સુંદરતાએ શોભીતા એ જુથ સુંદરીઓ તણા ।
ચાતુર્ય વય અને ભાવ રસની શોભાએ શોભે ઘણા ।૭૩।

રસીક ગુણ અનુપમ અનેક સમાજ જે સોહે અહીં ।
જેની વહાલી વાતો વ્હાલો મુખ થકી મુકે નહીં ।૭૪।

એહજ વાત ફરી ફરીને કહે ને વલી સાંભલે ।
એહ વિના કાંઈ ગમે નહીં ને એહોના રસમાંહાં મલે ।૧૭૫।

જેહોના સર્વોપર નામને પ્રિય હૃદયમાં ધરીને ।
સ્મરણ જેહનું શ્રી પ્રભુજી કરે છે ફરી ફરીને ।૧૭૬।

જેહનું સ્થલાંત ગ્રેહાંતરથી આગમન શ્રવણે સાંભલી ।
અને પ્રિતમના અંગઅંગ વિષે તે ઉપજે અનુપમ રલી ।૭૭।

હર્ષને પુર થઇ રંગ વાધે ક્ષણું પ્રતે ।
જે અઢાર ભાર વનસ્પતી જેમ મેઘને આગમ થતે ।૭૮।

જેમ નવ પલ્લવ થાએ છે તેમ સહુ પ્રકાર પ્રભુ એહોને ।
આગમે પ્રફુલ્લીત થાએ છે શ્રવણ માત્રે જેહોને ।૭૯।

અરસ પરસની આરત ઉઠે ઉતકંઠા તે વાધે અતિ ઘણી ।
અવ્યકત અભિનવો તાપ ઉપજે કહેવા શકય ન તે તણી ।૮૦।

તેણે આરતે હર આરતે આરત ભર્યા અતિ અકુલાય છે ।
મીઠા મધુરા શબ્દ જેહોના સાંભલતા સુખ થાય છે ।૮૧।

સુખના સમુદ્ર ઉઠે ને જે અમીનીધી ઉપજાવતા ।
જે શબ્દ આભરણ રૂપ કરી કરણે ધરે અતિ ભાવતા ।૮૨।

જેહને મુખ ચંદ્રોદય કરી પ્રીતમને શ્રીઅંગથી ।
રસ સમુદ્ર ઉછલીત થઇને પુર વાધે રંગથી ।૮૩।

જેહને દીઠે પ્રીયના મુરછીત મનોરથ જાગીયા ।
અંકુરીત પલવીત કુસુમીત સફલ થયા અનુરાગીયા ।૮૪।

સર્વોપર શીરભાર અતિ આભરણ રૂપ શોભાકર ।
એ સમાજ રત્નરમાંગનાએ જયુત સુખદ આરત હર ।૮૫।

એ અડતાલીસ કલી કરીને એ રસ સબંધી સૃષ્ટીના વલી ફરી વિશેષ લક્ષણ કહ્યા । એહવી એ સૃષ્ટિ ફલરૂપ કહી છે ને કેહેવી ફલરૂપ છે! જે જેથી કો અધીક તાં છેજ નહીં । જેહની કો સમાન છે નહીં. હા: વેદ આદિ પ્રભુને અને ભક્તને સમાન કહે છે ને એક કહે છે પણ એ સમાન નહીં અને એક પણ નહીં અને એક પ્રકારે એક વસ્તુ છે અને એ બન્ને ન્યારી ન્યારી વસ્તુ પણ છે. તેહનું દ્રષ્ટાંતે કરીને સિધ્ધાંત કહીએ છીએ.

ફલરૂપ જેથી કો અધીક નહીં અને જેહની સમાન કો નહીં ।
હાં વેદાદીક પ્રભુને ને ભક્તને કહે છે સમાને કહી ।૮૬।

અને એક કહે છે જે પ્રભુ ને ભક્ત એ બેઉ એક છે ।
ભક્ત પ્રભુમાંહાં ભેદ નહીં તે પ્રકાર કહું તે વિશેક છે ।૧૮૭।

એ ઉભય સ્વરૂપ મલીયને નહીં એક ને સમતા નહીં ।
એ પ્રભુ ને રસભક્ત બેઉ ન્યારી વસ્તુ છે તે અહીં ।૧૮૮।

એક એકની ઇચ્છા થકી તે ઉભય ભાગ્ય ઉદય કરી ।
એક સમય તે સ્વતઃ સીધ્ધ બેહુ વસ્તુ પ્રગટી રસભરી ।૮૯।

એણે કારણે કહેવાને એક પણ ભિન્ન વસ્તુ છે જુજુવી ।
જે એકજ હોય તો પ્રથમ રસને પ્રતીબંધે આરત નવી ।૯૦।

ને બીજા રસને વિષે રંચે વ્યથા તે ઉપજે નહીં ।
અને એક કરી કહીએ છીએ તેહનો બીજો અભિપ્રાય છે અહીં ।૯૧।

એક એકના અંતર વિષે અવસીષ્ટ છે મનની રલી ।
ને ઉભયતા એક એકને આત્મા સમર્પ્યો છે વલી ।૯૨।

અને એહ સ્વતઃ જે સીધ્ધ લીલા મધ્યવર્તી ભકત છે ।
તેહને પ્રભુ પોતાનું શરીર કરી જાણે છે ને અનુરકત છે ।૯૩।

અને ઠાકુર તો રસરૂપ છે ને ભાવરૂપ છે ભગવદી ।
રસને અને વલી ભાવને એકત્વ છે એ જગવદી ।૯૪।

માટે ભકતનું સ્વરૂપ ને પ્રભુ સ્વરૂપ એ એકરૂપ તે એમ હવું ।
એણે કારણે એક કહીએ છીએ પણ છે તે નિશ્ચય જુજવું ।૯૫।

અને ન્યુનાધીક કરીને પુર્ણ ના હોયે કેમે રસ કેમે ।
માટે તે એક કરીને કહીએ છીએ એ લહી સમે ।૯૬।

જેમ નવનીતના એક ગોલકના બે ભાગ કરીએ તેહને ।
જે ઉતમોતમ હોએ ન્યુનાધીક ન હોએ એહને ।૯૭।

પણ એક નહીં એ પદાર્થ બેઉ પ્રથુક પ્રથુકે જુજુવા ।
એ એક સ્વરૂપે નહીં અને એક જાત ભાવ ન પ્રીછવા ।૯૮।

નવનીત તે એક વસ્તુ છે એક વસ્તુ છે તે જુજવી ।
અનીરવાચી અપર્મિત રસે ભરી છે તે અભીનવી ।૯૯।

એ દ્રષ્ટાંત પ્રીછવા પ્રગટ કહ્યું છે લૌકીકના અનુકર્ણનુ ।
કહયા વીણ ત કેમ જણાએ વસ્તુ એક બે વર્ણનું ।૨૦૦।

એક જાત તત્વ કરીયને ઉદબોધ રસના રસતણો ।
ઉદબોધ હોએ નહીં તે રસનો રસાંતરે રસ સ્વાદીત ઘણો ।૧।

એક હોએ ત્યારે એક જાતનો ભાવ તે હોએ ત્યાંહાં ।
અને સુજાતી ભાવે કરીયને રસભોગ સ્વાદ ન તેહમાંહાં ।૨।

કેહેની પેરે જેમ સોંધાનો તે સોંધો સ્વાદ લહે નહીં ।
શા માટે જે એ સુજાતી મીત્ર વાસ્તે સ્વાદ ન હોએ અહીં ।૨૦૩।

જેમ પુષ્પમાં તે સુંગધનો એ સ્વાદ પુષ્પ તે નવ લહે
ભમર વિજાતી પુષ્પનો તે લુબ્ધ એ સ્વાદે રહે ।૨૦૪।

અને વલી જલનો જે સ્વાદ તે જલ લહે નહી કરી કેમે ।
રસાંતર વિના રસનો સ્વાદ હોયજ નહીં તેમે ।૫।

માટે વિચારી જોતા પ્રભુની સામ્યતા એ ભકતને ।
એ ભકતની સામ્યતા પ્રભુને દીધી જાએ ન જુકતને

એ સામ્યતા કરી જાએ નહીં તો અન્ય સામ્યતા કેમ દીજીએ ।
જેની સામ્યતા કો છે નહીં સમાન કહી પેરે કીજીએ ।૬।

સમાન કહુ તો અસત્યવાદી મિથ્યાભાખી સહુ લહે ।
અનુભવી જન છે તેહ મુને જુઠાથી જુઠો કહે ।૭।

શામાટે જે અહીં એક સમય એકથી એક અધીક છે સદા ।
અને એક સમય એકથી એક ન્યુન છે તેહવું તદા ।૮।

ત્યારે બેઉની સમાનતા કોઈ સીધ તો એ થઈ નહીં ।
તે સમય સુચન કરૂં છું કાંઈ એક વિસદ કરી અહીં ।૯।

આ પચીસ કલી કરીને સર્વોત્કર્ષ ઉપમા રહીત ઉભય સ્વરૂપ મલીને એક અને ન્યારા તે ઉપપત્ય સહીત કહયા. હવે એક સમય એકથી એક અધિક અને એક સમય એકથી એક ન્યુન તે પ્રકાર લખીએ છીએ. જે સૌભાગ્ય ગર્વ દશા સમે અધીક અને દૈન્ય દશા સમે ન્યુન અને એ સૌભાગ્ય ગર્વ દશાનો ભાવ ને દૈન્ય દશાનો ભાવ એક એકને સમર્પ્યાનો રસ એ સર્વ વિસ્તારે કહીસ.

જે સૌભાગ્ય ગર્વની ગૌરવતાએ અધીકતા ઉપજે ઘણી ।
અને દીન દશાએ ન્યુનતા હવે વ્યકત કહુ છું એહ તણી ।૧૧।
જે કોણ એ સૌભાગ્ય ને વલી કોણ કહીએ દીનતા ।
તે કહુ જે પ્રબલ સબંધે રસતણી અધીકતા ।૧૨।
અધીકતાએ રસ વીવસથી ભાવને પ્રૌઢે કરી ।
ચાતુર્યએજ સ્વભાવ જનીત સૌભાગ્ય ગર્વ ભરી ।૧૩।
એણે ગર્વથી અધીકતા તેણે ધારીષ્ટ તીરસ્કાર અતિ કરે ।
અતીક્રમ ઉપેક્ષાદી કરીને વલી એમ મનમાં ધરે ।૧૪।
એતાદ્રસ પદાર્થવંત અમો આવી વસ્તુ અમારા હાથમાં ।
એ વસ્તુ અમો વિનીયોગ કરૂં છું અમ સમાને કો નહીં ।૧૫।
અમો સર્વોપર અધીક મનને તે આવે વલી વલી ।
એ સૌભાગ્ય જનીત સંતાપથી તે ભર્યા છે માહા રલી ।૨૧૬।

સૌભાગ્ય ગર્વ તે એહ જે અહીં સદા અનુકુલ છે ।
અન્ય ગર્વ જે એહ થકી નિ:સંદેહ દોષનુ મુલ છે ।૧૭।

તે નાહે ગર્વ સૌભાગ્યનો સૌભાગ્ય ગર્વ જે મેં કહયો ।
ભાવનીય દશા સમે અધીકતા તેહજ લહયો ।૧૮।

એ સૌભાગ્ય ગર્વ દશા સમે અધીક તો એક એકને ।
એણે કારણે એ સમાન નહીં તે વિચારી જોતા મને ।૧૯।

અને રસ પ્રતીબંધ તે વલી વસ્તુની અણ આવતે ।
વિયોગ ભાવ દશા સમે આશકતતાએ આપતે ।૨૦।

સ્વત:થી અસમર્થ ત્યારે દુતીકાદી પ્રતે કહે ।
ત્યાં સ્વયં દુત સમે જે ઉપજે તે અવસ્થા અનુભવી લહે ।૨૧।

સાત્વીક ભાવ જનીત દીન દશા હોએ ન્યુનતા ।
એણીપેરે તો સીદ્ધ થયા એ એહો પ્રકારે દીનતા ।૨૨।

એથી ઇતીરીકત દીનતા તે અપ્રયોજકતા જાણવી ।
તે ધીધીયાવું રંકનું તે કાંઈ મનમાં ન આણવું ।૨૩।

દીનતા તેહને તે કહીએ જે એણી દશાએ ઉપજે ।
દીનત્વ દેખી દયા ભરસું જેણે મહાફલ સંપજે ।૨૪।

એહવી દીનદશા સમે ન્યુનતા એ પ્રકાર એણીપેરે જાણવો ।
હવે એ હોય વિચાર ઉપજયો તે ઉરમાંહાં આણવો ।૨૫।

એક એકને સમર્પ્યાની રસ એહોની કૃતી આચરણ સર્વ જે ।
અવસ્તા ભાવ જનીત ભાવ તે તો સહુ પરસ્પર તે ।૨૬।

અનીરવચની સુખાવહ અતી રસ ઉદ્દબોધક ભાવતું ।
તે એ કોણ ગૌરવ કોણ દૈન્ય એ કોણ રસ ઉપજાવતું ।૨૭।

તે ઈચ્છા અનુસારે સુચવ્યું જે એક એકને સમર્પણ કરે ।
તેથી કાંઈ એક વિલક્ષણ તે પ્રકારનો ઉલટ ભરે ।૨૮।

પરસ્પર ઉભયતા એક સમે એકને એક ઉપર ત્યાંહાં ।
ગર્વ દશા એક હોય ને પ્રેમ આરત ઉત્કંઠા માંહાં ।૨૯।

રાત્ર એહોના રસ તણો આસ્વાદ ઉપજાવે અને ।
એક સમય એકને દૈન્ય ને કરૂણા-રસ ને અનુરાગ મને ।૩૦।

અનુરાગનો આસ્વાદ ઉપજાવી અને આરત હરે ।
પ્રેમજ્યુત અનુરાગ ઉછાહીત થઈ સુખમાંહાં ભરે ।૩૧।

પ્રથુક પ્રથુક ઉપજાવે પ્રેમ આરત ઉત્કંઠા ઘણી ।
અનુરાગ રસ અને કરૂણારસને સ્વાદ ભિને ભિને સણી ।૩૨।

એણે પ્રકારે ઉભયતા હોએ છે માટે ગર્વથી ।
પ્રેમ આરત ઉત્કંઠાના રસનો આસ્વાદ સર્વથી ।૨૩૩।

અને દૈન્યે કરી કરૂણા તે રસ અનુરાગનો આસ્વાદ હોએ ।
તે સ્વાદને એ ઉભય જાણે અન્યથા ન લહે કોઇ ।૩૪।

જ્યારે રસ નાયકા મહાનાયકને સૌભાગ્ય ગર્વ સમર્પે છે ।
ત્યારે નાયક પ્રેમને સ્વાદ પુરીત થઇને રસ અર્પે છે ।૩૫।

નાયકા દૈન્ય સમર્પે ત્યારે નાયકને નાયકા પર ।
કરૂણા તે રસનો સ્વાદ ઉપજે છે તે ઉલટ ભર ।૩૬।

અને નાયક નાયકાને સૌભાગ્યનો ગર્વ સમર્પે છે ત્યારે ।
નાયકા ઉપર આરત ઉત્કંઠાનો રસ ઉપજે ત્યારે ।૩૭।

અને નાયક નાયકાને દૈન્ય સમર્પે ત્યારે નાયકને નાયકા પર ।
અનુરાગના રસ તણો સ્વાદ તે ઉપજે છે રૂચીકર ।૩૮।

એ રસ સદા સર્વદા એણે પ્રાગટ્યે રસ જોગ્ય છે ।
અન્યને અધીકાર નહીં એ ઉભય સ્વરૂપને ભોગ્ય છે ।૩૯।

એ સૌભાગ્ય દૈન્યનો એક પક્ષ મેં કહયો છે મનમાંહાં ધરી ।
એહના ભેદ લક્ષાવીધી છે કો કહે વીસ્તારે કરી ।૪૦।

સર્વ પદાર્થનો પાર છે પણ પાર તે એ વસ્તુનો નહીં ।
પ્રિય પ્રિયતમાનો સૌભાગ્યગર્વ ને દૈન્યભાવ દશા અહીં ।૪૧।

તેહની ભાંત અનંત માટે અધીક એકથી એક છે ।
અને એક સમય એક ન્યુન છે એહવા ભાવ એ અનેક છે ।૪૨।

ત્રીસ કલી કરીને સૌભાગ્યગર્વ ને દૈન્યદશાએ ન્યુનાધીકનો પ્રકાર કહયો. હવે આગલ રસ સબંધે ઉભય સ્વરૂપની એક એકને સામ્યતા દીધી જાય નહીં તો એ ઉપમા રહીત નીરૂપમ વસ્તુને અન્ય ઉપમા કેમ દેવાય? અને આવશ્યકતાએ દીજીએ. તો પાછે માટે તે પ્રકાર કહીએ છીએ.

એણે પ્રકારે સમાનતા છે નહીં રસ નાતે કરી ।
એક સમય એકથી એક અધીક છે તે અતિ ભાવે ભરી ।૪૩।

તેણે કારણે એ સમાનતા તે સિદ્ધ થઈ નહીં અહીં ।
માટે એ ભકતની સામ્યતા તે કોઇ છેજ નહીં ।૪૪।

અહીં એ ભકતને એહ ભકતની સામ્યતા છે સોહતી ।
અને એ પ્રભુને એહ પ્રભુની સામ્યતા જગ મોહતી ।૪૫।

અહીંએ એહ પણ ઉપમા દેતા થઇ મન કંપીત મઈ ।
શામાટે ? જે એહ પણ એહોને એક ઉપમા થઈ ।૨૪૬।

તે અન્યથી જે ઉપમા દેઇને લાંછન ન લીજીએ ।
પણ કાંઇતો કહું જેએ આવશ્યકને શું કીજીએ ।૪૭।

દ્રષ્ટાંતે. ઉપમાની ને મહાતમ મર્યાદાનો સાવધાનીએ સર્વાધાર સ્વરૂપના પ્રકાર

મારૂં મન અતી અસાધારણ સાવધાન રહે ઘણું ।
જે એ સર્વોત્કર્ષ અનુભવ તણો રસ નીત્ય ચરીત્ર નીરૂપમ તણું ।૪૮।

એમાંહાં દ્રષ્ટાંતે કરીને ઉપમા આણું નહીં ।
મર્યાદા મહાતમ તણો કલેસ એ કહું નહીં અહીં ।૪૯।

પણ સર્વાધાર તે સર્વ આશ્રય એ સ્વરૂપ તે છે મુદા ।
માટે જાવદાદી સહુ પદારથને એહ આશ્રય છે સદા ।૫૦।

તેણે કરી તે આવીજ રહે છે જે સદા પ્રસીદ્ધ છે મહેમહ્યું ।
વર્તમાન વીહીત છે તેહ તે આવેજ આવે પણ કહું ।૫૧।

અને એ વિના અનુભવ રહીત શ્રોતાને સ્વાદ પણ ઉપજે નહીં ।
માટે દ્રષ્ટાંત આદી કહીએ છે ઉપમા છે નહીં અહીં ।૫૨।

આ દસ કલીએ કરીને એણે પ્રકારે નીરૂપમતાનો પ્રકાર કહ્યો. હવે એ રસમાર્ગે પ્રિયથી પ્રિયતમાનું પ્રાબલ્ય ને ઉભય પરમ ફલ ને વલી રસભાવની વ્રધતા એ અવછીન મનોરથે પરમ ફલ અને વિસ્મૃતી અને ઉભયતા મનોરથાંત ઉભયતાના દાનનું ફલ કહીએ છીએ.

એ ભક્ત સરખા એહ ભકત ને પ્રભુ સરખા પ્રભુ એહ ।
અને એણે રસ માર્ગે અહીં એ સદા નીત્ય પ્રકાર જેહ ।૫૩।

પ્રીયથી પ્રિયતમાનું પ્રાબલ્ય ભક્તાનુરકત છે ।
અને એક એકનું પરમ ફલ ભકતને પ્રભુ ને પ્રભુને ભકત છે ।૫૪।

અને એ રસમાર્ગે એક પ્રકારે પરમ ફલ તે છે નહીં ।
એક મનોરથની પુરણતાએ બીજાની ઉપપત્ય અહીં ।૫૫।

અને બીજા મનોરથની પુરણતાએ ત્રીજો મનોરથ ઉપજે ।
એણે પ્રકારે અવછીન મનોરથ ફરીફરીને નીપજે ।૫૬।

એક એકથી અધીક માટે પરમ ફલ અહીં છે નહીં ।
એ શ્રીજીએ શ્રીમુખે પ્રહસીત થઇને કહ્યું છે લહી ।૫૭।

મનોરથાંત રીકત ભકતના વલી ફરી મનોરથે ભરી ભરે ।
તેથી મનોરથાંત પોતે થાએ છે તેહોને કરે ।૫૮।

એ વચન શ્રીમુખથી કહ્યું જે લહ્યું છે પ્રીતે ઉમહ્યું ।
મનોરથાંત હો સો પરસ્પર હો કહી અને વલી એમ કહ્યું ।૫૯।

એતદ જનીત સુખકો જો ભોગસો સો આપુ કરત હે કાહેતે ।
જો દાનકો ફલ દાતાહીકો સઘ હોએ ચાહીતે ।૨૬૦।

માટે ઉભય મનોરથાંત હોએ એહવો મનોરથ રસ ભર્યો ।
એ મનોરથ ઉભય આત્મીક ઉભયતા પુરણ કર્યો ।૬૧।

એ નવ કલીએ કરીને પરમ ફલના મનોરથાંત ઉત્કર્ષ રસ કહયો.
હવે એ રસ સબંધી નીરહેતુક સ્વરૂપ વિષઇક ભાવાત્મીક મનોરથ
ઉપજે છે તે ઉત્પનનું અધીક ને પુરકનું પ્રાબલ્ય કહીએ છીએ.

તે ઉલટ ભરથી નિત્ય મનોરથ નિત્ય નવનવ ભાંતના ।
ગોપ્ય પ્રગટ ને પરમ અદભુત અભીનવા બહુ જાતના ।૬૨।

કરે છે તે અનેક એહવા મનોરથ ઘણી ।
જે માંહેથી પ્રિયનું સુખ અને હિત ને વલી ઇચ્છા ઘણી ।૬૩।

જે મનોરથ ભાવાત્મક તે ભાવાપન્ન કરે એહ ।
એ મનોરથ તે ભાવાત્મક છે ભાવ સ્વરૂપાત્મક તેહ ।૬૪।

ભાવસું સબંધ તે સબંધ રસરૂપસું સ્વરૂપ વિષઈક હીત ભરી ।
સર્વાત્મ ભાવના સત્ય મનોરથ ભાવ વિસ્તારે કરી ।૬૫।

જે વૃધ્ધી પામે છે ઘણા તે વૃધ્ધી પામી દિન પ્રતે ।
એ ક્ષણક્ષણે લક્ષાવીધી બહુ પેરના પુરીત હીતે ।૬૬।

અસંખ્યાત અગણીત અપાર મનોરથ ઉપજે અહીં ।
જે અતિ ઉત્કર્ષ મનોરથ પાર કો પામે નહીં ।૬૭।

એ અષ્ટ-પ્રહર અહોરાત્ર મનોરથના મહા મહેરાણ માંહાં ।
તરે છે એહવા ભકત તે અને વલી એહોને ત્યાંહાં ।૬૮।

જે જે સમય જે જે મનોરથ ઉપજે છે જે જેહ ।
સર્વ મનોરથ માંહાં પ્રીયની રૂચી ઘણી દીસે તેહ ।૬૯।

એહોને પ્રભુ તણી રૂચી ઉપજે મનોરથ એહવા ।
અને એહોને એહવા મનોરથ રૂચી પ્રભુની જેહવા ।૭૦।

ઉપજતાથી અધિક પુરે મનોરથ જે સહુ ।
રસાર્ણવ છે તો અંતર વ્યાપક જ્ઞાપક હીત આનંદ બહુ ।૭૧।

વાંછનાને વિલંબ નહીં ઉપપત્ય પહેલી પુરવી ।
વાણી આનંદતાએ ઉમડી આવે સર્વાત્મ ભાવ અંકુરવા ।૭૨।

એ સર્વાત્મના એ તે મનોરથ રસભાવ માંહાં ।
પાગ્યાજ રહે છે પ્રેમભર પ્રમુદીત થઇ અહનિંસ ત્યાંહાં ।૨૭૩।

સર્વાત્મ ભાવે કરીયને તે વિલસ્યા રસ સ્વાદની ।
અધીક રૂચી ઉપજાવતા ત્યાંહાં મીત નહીં મર્યાદની ।૨૭૪।

અધીક અધીક મનોરથ ઉપજે છે અને અહીં એ એહ ।
પાત્રને વિષે જેહવા મનોરથથી ઉપપત્ય હોએ છે તેહ ।૭૫।

તેહવે પ્રકારે પુરકથી એ પુર્ણતા પુરક થઇ ।
પદાર્થના પ્રવાહ કેરા પુર ચાલે રસમઈ ।૭૬।

તેથી સિધ્ધ ફલે ફલીત થઇને સદ્ય પુરણ થાએ છે ।
જેજે પ્રકારના મનોરથ મનમાંહા પ્રગટ જણાએ છે ।૭૭।

તેતે પ્રકારના પુરણ થાએ પુરણ થાએ જેમ જેમ ।
અધીક અધીક અનેક ઉપજે લક્ષાવીધી હોય તેમ તેમ ।૭૮।

તણે કરીને અપુરીત રહે છે જે તેથી ફરીને ।
આરત વાધે અતિ ઘણી તે મનોરથ મનમાંહાં ધરીયને ।૭૯।

એહોના મનોરથ તણા અને ભાવની પરમીત નહીં ।
એકની આગલ એક એક ને રહે છે અલગા અહીં ।૮૦।

જેમ સિંધુના તરંગ તે હારક તારક થઇ એક એકને ।
વળગતા ચાલ્યા જાય છે અંતરાઇ નહીં અનીમેખ તે ।૮૧।

એણીપેરે તેમ એ મનોરથ ઉપજે છે સર્વ ગાત્રને ।
જાણીએ રસની ધાર ઉમઠી એહવા એ પાત્રને ।૮૨।

એ મનોરથ એતાદ્રસ અહીં એ એહોને ઉર ઉપના ।
તે અહીંએ એહોનેજ ઉપના મહાપ્રભુ એ ગોકુલ ભુપના ।૮૩।

અને એ મનોરથ પુરવાને સર્વ કરણ સામર્થ જે ।
એ પ્રભુ વિના અન્ય કો એહવો છે ન પુરક અર્થ તે ।૮૪।

એ જાણવા પણ માહારા એ અનુભવ વીના બીજો નહીં ।
ઉપન્યા મનોરથ પુર્ણ થયા તે અનુભવી જાણે અહીં ।૮૫।

કે પુરણ કર્તા પ્રિતમ જાણે જે પુર્ણ કરે છે ચિતધરી ।
કે હું જાણું એહ અનુભવ થયો છે ફરી ફરી ।૮૬।

એ ભકતસું સદા નિરંતર બાહયાભ્યંતર રસ લહે ।
રસ વ્યાપતે કરી અહનીંસ સ્વતથી રાતા રહે ।૮૭।

એહવા એ પ્રભુજીના વર્યા જે સર્વોપરતર ભકત છે ।
તેહનું સ્વરૂપ કહું કાંઈ એક વિસદ જે સ્વરૂપસું અનુરકત છે ।૨૮૮।

એ સતાવીસ કલીએ કરીને સ્વરૂપ વિષઈક ભાવાત્મક મનોરથની ઉપપત્ય અને પુરકની પુરકતા એ બંને પદાર્થાનું પ્રાબલ્ય કહ્યું. હવે આગલ જે ૫૫મી કલીએ ચાર પ્રકારની પ્રત્યના કહી હતી જે એ રસભકતનું સ્વરૂપ લક્ષણ રસ સબંધ અને એ કોણ સૃષ્ટી મધ્યના પાત્ર એ કહીસ તે સર્વોત્કર્ષ લક્ષણ કહ્યા. અને અનેક પ્રકારનો રસ સબંધ કહ્યો. ને જે પહેલે તરંગે સુચવ્યું હતું જે એ સૃષ્ટીને ભરભોગ લીલાએ કહીસ તે કાર્ય સહીત અપ્રાકૃત સૃષ્ટિનું સ્વરૂપ કહ્યું. હવે એ રસ લીલા ભકતનું અવાંગ વિષઈક સ્વરૂપ કહીએ છીએ.

જે એ ભકત ભાવેક ભર માહા પ્રભુ અતિ વિસાલ જેહોના ।
માનીની માન હરણ જે નેત્ર રસાલ રસભર એહોના ।૨૮૯।
જે નેત્રમાંહાં આવ્યું તેહવું એ ભકતનું સ્વરૂપ છે ।
ને ભકતના જે રસે રસીલા નેત્રકમલ અનુપ છે ।૯૦।
તે નેત્રકમલ માંહાં રસીકરસ અનુભવ જુત આવીયું ।
તેહવું એ પ્રભુજીનું સ્વરૂપ મહાતમ રહીત જે ભાવીયું ।૯૧।
મહાતમ રહીત કહેતા જ્યાંહાં પુરૂષોતમતા આવે નહીં ।
તેહવું એહોના નેત્રમાંહાં સાંપ્રત્ય તે આવ્યું અહીં ।૯૨।
એહવા એ ઉભય સ્વરૂપ છે જ્યાંહાં પુર્વપક્ષે જે લહુ ।
કદાચીત અનુભવ રહીત કવીજન કો કહેસે તે કહુ ।૯૩।
જે તેં પ્રત્યનાતા એમ કરીને સ્વરૂપ કહુ છું ઉમહયું ।
ને કહ્યું ત્યાં એમ જે પરસ્પર નેત્રમાંહાં આવી રહયું ।૯૪।
પણ તે કહેવું આવ્યું તે કહેને એમાંહાંથી તો સ્વરૂપ એ ।
પ્રતીત થયું નહીં માટે કહે પ્રગટ અનુપ એ ।૯૫।
તું એ અનુભવી સમાજનો અનુચર છે તું એહવું એ કહે ।
જેથી સ્વરૂપ રૂપ પ્રતીત થાએ પ્રગટ સહુ કોઈ લહે ।૯૬।
હવે એહનું સમાધાન કહુ છું જે એ શ્રી મહાપ્રભુ મહાનાયક ।
જેહના નેત્રકમલ તે અતી રસાલ વિસાલ જે કરૂણાયક ।૯૭।
પ્રણય ને સૃંગાર રસ સિંધુએ ભરીત ભર્યા જેહ ।
જે નેત્રમાંહાં નિમગ્ન થયું જે ભકતનું સ્વરૂપ તેહ ।૯૮।
તે સ્વરુપનું જે રૂપ તે કેમ કરી જાએ વિસહ કર્યું ।
અને પ્રાણપ્રીય પ્રભુજીનું એ સ્વરૂપ અતિ આનંદ ભર્યું ।૨૯૯।

તે ભક્તના નેત્રમાંહાં મહોદધી મોહક મનોહર ભ્રાજતુ ।
માધુર્ય મન રંજન રસીક રસભર્યું અતીસય રાજતુ ।૩૦૦।

એહવા નેત્રમાંહાં નિમગ્ન થયું જે સ્વરૂપ પ્રભુનું સોહતુ ।
રસવસે પાગી રહ્યું જે ભક્તના મન મોહતું ।૧।

એ પણ કેમ કરી કહેવાય એ લોચને અનુભવ રસ ।
એ રસનો રસનાને તે અનુભવ છે નહીં દ્રગવસ ।૨।

અનુભવ વિના તું શું કહે છે એ કહ્યાનુ સામર્થ નહીં ।
પરસ્પર ઉભય આસ્વાદે નેના અનુભવૈકવૈદ છે તે અહીં ।૩।

અવાગ વિષય સ્વરૂપને તે પ્રગટ વાણીએ કરી ।
પોતે પણ પરસ્પરે કહેવાય નહીં સાંપત્ય કરી ।૪।

તો તે સ્વરૂપના રૂપને હુ બહાજય પ્રગટ કરીયને ।
તે કેમ કહું વિસદ કરી મારી બુધ્ધીને અનુસરીયને ।૫।

અને મોટા મોટા મહાનુભાવી સર્વ કવી સંપ્રદાય કવી ।
તે ઉભય સ્વરૂપનું સ્વરૂપ કહે છે ઉક્ત કરી કરીને નવી ।૬।

તે સ્વરૂપ વર્ણન ન હોય તે પ્રિય પ્રિયતમાના ગુણ કહે ।
સહેજ શીલ શોભા ને લક્ષણ લીલા-ચરીત્ર તે જે લહે ।૭।

પણ સ્વરૂપ જયારથ જેહવું કેણે નવી જાએ કહ્યું ।
રસભક્તનું અને રસીકવરનું સ્વરૂપ તે જે મેં કહ્યું ।૮।

એહવા ઉભય મહા અનુપમ સહેજ સુખેદ સ્વરૂપ છે ।
અન્ય કો સમજે નહીં અનુભવીક વૈદ્ય અનુપ છે ।૯।

આ એકવીસ કલીએ કરીને નેનાનુભવીકવૈદ્ય ઉભય સ્વરૂપ કહ્યું.
હવે આગલ રસમાર્ગી મહા મહેદનું સ્વરૂપ કહીએ છીએ.

હવે એહવું એતાદ્રસ રસમાર્ગી મહા મહેદ જે ।
ભક્તનું એહ સ્વરૂપ પણ પ્રકારનું માટે તે એ ।૧૦।

પણ એહ તે અવાગ વિષય સ્વરૂપ છે તેહવા રૂપને ।
યથારથ જેહવું છે કહી શકું ન તે સ્વરૂપને ।૧૧।

આંતરીક જે સબંધ અતીસે ગુઠ ગોપ્ય રસેભરી ।
એ અગમ્ય અનીરવચની તે ન કહેવાએ તે વચને કરી ।૩૧૨।

આ ત્રણ કલીએ કરીને એહોનુ એતાદ્રસ રસભકતના સ્વરૂપ સમાન અવાગ વિષય સ્વરૂપ કહ્યું. શા માટે જે એવા આંતરીક સબંધસું ત્યાં એહોના સ્વરૂપનું રૂપ પ્રગટ કહેવાય નહીં. માટે હવે આગલ એહોનું સ્વરૂપ જે એહોના સ્વરૂપ વિષે બાહાજ્ય પ્રગટ ધર્મ આચર્યા છે તે મધ્યે જેહોને અનુભવ છે તે મારા અનુભવ સાદ્રશ તે ધર્મ જયુત ભાવ રૂપ સ્વરૂપ કહું છું. ત્યાંહાં પ્રભુ સાનીધ્ય પાએ કોઉ ભાંતનો રસ જ્ઞાત હોય નહીં અને જ્ઞાત વિના રસ-કો અનુભવ હોએ નહીં માટે પ્રથમ નીકટવર્તી ધર્મથી આરંભી તે એહોના ધર્મ લક્ષણ કહીએ છીએ.

એહવા સમ્બંધસું કહેવા કોએ નહીં જે વિલસે ગોકુલભુપસું ।
પણ એહોનું જે સ્વરૂપ એહોને પ્રભુના જે સ્વરૂપસું ।૩।૧૩।

બાહાજય તે સબંધ સાદ્રશ અનુભવે સાદ્રશ લહું ।
સ્વરૂપ ધર્મ આચરણ એહવું ભાવ-રૂપ સ્વરૂપ કહું ।૧૪।

ત્યાંહાં પ્રથમ પ્રભુ સાનીધ્ય પાએ કોઉ ભાંતનો રસ તેહ ।
જ્ઞાન તે હોએ નહીં અને જ્ઞાત વિન તેહને જેહ ।૧૫।

અનુભવ કોઉ પ્રકારે કરીને સિદ્ધ તે થાએ નહીં ।
માટે પ્રથમ એહોને પ્રભુ નિકટ સ્થિત થકી તે કહીએ અહીં ।૧૬।

એ નીકટવર્તતાનું રૂપ નિકટવર્તી તેહ જે પ્રભુને નિકટ અહર્નિસ રહે ।
નિકટવર્તી નિપટ કરીને સર્વ કો તેહને કહે ।૧૭।

પણ તે નીકટવર્તી ન હોય અહીં નીકટવર્તી તેહ છે ।
જેહોના મનને નિકટ સાનીધ્ય સ્વરૂપ પ્રભુનું એહ છે ।૧૮।

કે જેહોનું મન સ્વરૂપ તે સાનીધ્ય છે પોતે થકી ।
નિકટવર્તી તેહ છે અન્યને કેમ કહીએ શકી ।૧૯।

સ્વરૂપને વિષે તાદ્રસ ઉપમાનો તે અભાવ જેમ ।
સર્વોત્કર્ષ એ બન્ને પદારથ નિરંતર સ્થિત કરી તેમ ।૨૦।

એ નિકટ સ્થિતિનો એહોને આનંદ અતિસે મનમાંહાં ।
નિરંતર સણ્યા રહે એ આનંદના આનંદ માંહાં ।૨૧।

એમ એહોએ સરદા સ્થિતિ તે કરી છે સહેજે અહીં ।
એણી સ્થિતે ઉપસ્થિત સ્વરૂપ સુખ રસભાવની પમિંત નહીં ।૨૨।

તે એ શ્રી ગોકુલ પ્રાણપતી અતિ નીકટવર્તી સદા ।
પ્રભુ સ્વરૂપ ને ચરણાર્વિંદે કાય વાગ મનઃ સાથે મુદા ।૩૨૩।

એ ૧૧ કળીએ કરીને નિકટ સ્થિતી ધર્મના લક્ષણ કહયા. હવે સમર્પતાનુ રૂપ ને સારગ્રાહી સ્વભાવ ને અંગીકરણનો સર્વાત્મના એહોને વિષે અંગીકાર. એહવા પરમ અનુગ્રહી એ સર્વ પ્રકાર કહીએ છીએ

દેહ પ્રાણ અંતઃ કરણ ચક્ષુ વ્યાપારાદીક અર્થક ।
પુત્ર અને કલત્ર જે દ્રવ્યાદી સર્વ સમર્પક ।૨૪।
એ સમપીંને સાર લીધું એહવું મન ભાવ્યું કર્યું ।
જે આત્મા આત્મીય મુકીને પ્રભુનું મન હર્યું ।૨૫।
હરણાક્ષીના સર્વાત્મ ભાવનું પરમ ફલ અતિ રસભર્યું ।
એવું સ્વરૂપ અંતઃસ્થિત કરી આચરણ તેહવું આચર્યું ।૨૬।
એહવું રસાલ સ્વરૂપ લહયું અને સર્વ સમર્પાનું ફલ ।
જેહોને ગ્રહયું અને જેહોની રંચ સામગ્રી હીતને ભલ ।૨૭।
અન્યથા વિનિયોગ થાવા પ્રાણપ્રભુ તે દે નહી ।
જેહોની દ્રષ્ટે પડી વસ્તુને પ્રભુ પોતેથી લહી ।૨૮।
પોતા વિષે વિનિયોગ આદર કરીને આણે અહીં ।
એહવા તે પરમ અનુગ્રહી સદપાત્ર ભકત તે છે અહીં ।૨૯।

આ દશ કલીએ કરીને સુદ્રઢ અંગીકારના લક્ષણ કહયા. હવે અહોના નામ પ્રતાપે નિરોધ કરીને એ વર્યા જીવનું પરમ ફલ ને સર્વાત્મભાવ ઉપજાવવાના કૃત્ય કહીએ છીએ.

જેહોને જગદી તલે નામ પ્રતાપે નિરોધ નીપટ કરી કહયો ।
જેહનો લોકથી લૌકીક સમ્બંધ સઘ દુર કરી હર્યો ।૩૦।
જેહોના વરણ રસીકવરે વર્યા વ્યકત કરીયને ।
તે વર્યા જીવનું કૃત્ય આચરણ શું તે કહું ચીત ધરીયને ।૩૧।
સર્વાત્મના ભાવ વૃદ્ધી પામ્યાનો ઉદ્યમ કર્યો તે તણો ।
ઉદ્યમ કહેતા જે સ્વરૂપ રસની આરત સહીત તે ક્ષણક્ષણે ।૩૨।
કરવો અતિ અભિલાખ તે અભીલાખની આશા રહે ।
ત્યારે અવશ્ય કરીને સર્વાત્મ ભાવ તે તે લહે ।૩૩।
લહયો જયારે રૂઠી રીતે સર્વાંગે ઉપજે વલી ।
ઉપજયો ત્યારે પરમ ફલ ફલાનુંભવનું મન રલી ।૩૪।
દાન તે થાએજ થાએ રસ તણું જે અવ્યકત જે ।
સંપુર્ણ તેહવે ભર્યા છે ભાવે ભકત એ ।૩૩૫।

એ છ કલીએ કરીને દાનનુ અનુકરણ કૃત્ય કહ્યું. હવે એ ઉધ્રીત ભકતના અન્ય આવરણ અલગા કર્યાનો પ્રયોજન કહીએ છીએ

એ ઉધ્રીત ભકત ગુજરાતના તે સ્વતઃ પોતેથી એહોના ।
અન્ય આવરણ સહુ તે નિરાવર્ણ કીધા જેહોના ।૩૩૬।

શા માટે જે અલ્પ આવરણે સબંધ થાવા દે નહીં અહીં ।
જેમ સ્પર્સ-મણી અલ્પ આવરણે લોહને સુવર્ણ કરે નહી ।૩૭।

સ્પર્શ-મણીને સુક્ષ્મ વસ્ત્રની ઓટામાં આંહાં આણી ધરી ।
પછે લોહને સ્પર્શાવીએ પણ સુવર્ણ નહીં શકે કરી ।૩૮।

વિચનું આવરણ પડયું તેણે આવરણે તે કરીયને ।
સબંધ થાવા દે નહીં માટે કહું છું ફરી ફરીયને ।૩૯।

જે અલ્પ પણ આવરણે કરી અનંતરાય થાએ આચર્યા ।
તે માટે એ ભક્તના આવરણ સહુ અલગા કર્યા ।૪૦।

વાચા મન ને કાઇક પ્રયોજીત પ્રમેય રસે તે આવર્યા ।
અન્ય વ્યાસંગ શકે ન આવી એમ રહે તે અનુસર્યા ।૪૧।

એ છ કલીએ કરીયને સ્વ સબંધ કરવાને પ્રભુએ અન્ય આવરણ અલગા કર્યા તે પ્રકાર કહ્યો. હવે તે ગ્રસીત હૃદયવંત લીલાના સાક્ષીના કૃત લક્ષણ રૂપ પ્રભુસું સબંધ રસના કહીએ છીએ.

એ ગ્રસીત રૂદે તણા ધણી સાક્ષી-તે એ લીલા તણા ।
સ્વારથ રહીત રસપાત્રના આછાદન ભાવ પોષક તણા ।૪૨।

મહા પ્રભુજીને પ્રસન્ન કરવા પુરણ ગુણે પુરા જેહ ।
સકલ જગત કૃતાર્થ કૃત ગુણ ગણે સુરા તેહ ।૪૩।

રસભક્તના ને પ્રભુજીના મંડણ પરમ સોહામણા ।
જસવંત શોભાવંત સલુણા ને મહા મોહામણા ।૪૪।

જે શ્રી ગોકુલપતીનું અંગ તે પ્રતી અંગઅંગ ઉલટ ભર્યું ।
કોટી શોભા તણે સાગરે પ્રતીક્ષણે રહે પરવર્યું ।૪૫।

એહવા જેહના શ્રીઅંગ તે અંગ ને અંગઅંગે જેહ ।
શોભાકર સૌભાગ્યા શ્રી ગોકુલના આભરણ એહ ।૪૬।

જેહોને સર્વઅંગ સંપન્ન છે તે સ્વરૂપ બળેથી ।
જેહોની સર્વ સાર કરે સ્વતઃથી ।૪૭।

એ પ્રભુને સર્વ ભાંતે સ્વરૂપ રસે ભરણીય છે ।
સ્વરૂપ ને રસ ભાવતાના એહ રસ આચરણીય છે ।૩૪૮।

સર્વ ભાંતે જેહોના સહુ મનોરથ પુરણ કરે ।
કૃપા પીયુષની વૃષ્ટિ કરીને અંગ અંગ રસે ભરે ।૩૪૯।

એ પ્રભુજીએ અહોને કાજેજ દ્રઢ વ્રત ધર્યું છે ।
જે તે તજ્યુ જાએ નહીં સ્વતઃથી આચર્યું છે ।૫૦।

સૃંગાર સાર જે સર્વસ્વ રસની લીલા જે પ્રભુજીયને ।
જીવન રૂપ તે લીલાના અનુરકત રસભર પ્રીયને ।૫૧।

તે સુંદરીઓના ભોગ્ય છે ત્યાંહાં તે લીલાના દ્વાર એ ।
મહા ફલ તણા ફલ અને તે ફલદાયક સુખનું સાર જે ।૫૨।

અર્થ સાધક સકલ ને વલી અતી પુરૂષાર્થ રૂપ એ ।
આશકત ઉભય સ્વરૂપસું છે એહવા પરમ અનુપ જે ।૫૩।

સર્વેન્દ્રીય વ્યોપારની તે વૃધ્ધ જે નિત્ય પ્રત્યની ।
વાપરે વલ્લભ સુખને અર્થે વ્યાવ્રત એહજ કૃત્યની ।૫૪।

એ પોતાના પોતા થકી એ અધીક કીધા છે ઘણું ।
રસે પરમ વરેષ્ટ અતિસે કયાંહાં લગી કહુ એહ તણું ।૫૫।

શા માટે જે સેવકની મોટપને પ્રભુની મોટપ જાણીએ ।
સેવકની કીર્તી કીર્તી પ્રભુની સ્તુતીએ સ્તુતી પ્રમાણીએ ।૫૬।

પ્રભુજીએ જેહોના પોતે ભલીયને લૌકીક માંહાં ।
કૃત્ય માત્રનો સત્કાર કરીને રસ સ્વાદ કર્યો ત્યાંહાં ।૫૭।

એ સોલ કલીએ કરીને પોતે પોતાનાને પોતાથી અધીક કર્યા
એહવા સ્વરુપ પરાયણ એ કહ્યા

હવે એહોના અન્યાશ્રય રહીત અનન્યતાનુ રૂપ અતીરીકત વાસનાથી વેગળા ।
જે અન્ય સમ્બંધમા ગંધ સ્પર્શને જાણે કરી હલાહલ ।૫૮।

રસભાવથી અતીરીકત જે અન્ય ભાવાશ્રય અન્યાશ્રય ।
તે ભાવને સ્પર્શે નહીં એહવા નીપુણ મહા રસમઈ ।૫૯।

મહાતમ અને મર્યાદા આદિ જે ભાવ આવેશે કરી ।
તે અન્યાશ્રય તેહનેજ તે કરી માને છે ફરી ફરી ।૬૦।

એહોને અહીં સ્વરૂપાંતરનો અન્યાશ્રય સંભવે નહીં ।
દેવતા તણો અન્યાશ્રય એણે મારગે અવીહીત અહીં ।૬૧।

માટે એ એહોનો અન્યાશ્રય કહયો સીધ્ધાંતે ખરે ।
એ ભવ્ય ભાજન અનન્યતાના અનન્ય ધર્મ પ્રગટ કરે ।૬૨।

અને દૈવી જીવને દાન એ પણ કરે અનન્યતા તણું ।
અને અનન્ય ધર્મ સદા નીરંતર પ્રિય છે એહોને ઘણું ।૩૬૩।

ત્યાંહાં હીજાતી ભાવનો તે વચાર સ્પર્શે નહીં ।
તેહના ધર્મને અનુરોધે રહીત એહવા અંગવદ અંતરંગ અહીં ।૩૬૪।

આ સાત કલીએ કરીને ધર્મને અનુરોધે રહીત અતી અનન્ય
અંતરંગ અનન્ય કહયા. હવે એ અંગવદ અંતરંગ એકાંતી
અકીંચન ને સર્વસ્વનું રૂપ કહીએ છીએ.

જેહને પ્રભુજી જણાવે ગુંજ અંતરંગ તે તણું ।
હારંદ હૈયાનું સુચવે તે સ્વતઃ ક્ષણું ક્ષણું ।૬૫।
અતિ એકાંતી એક ઠોર લક્ષ અન્યત્ર ઠેહેરે નહીં કહીં
અકીંચન જન સ્વરૂપ રસ વિના બીજુ કાંઇ જાણે નહીં ।૬૬।
સ્વરૂપ રસ વિના અન્ય ગ્રહે નહીં સ્વરૂપ રસવસ જેહને ।
કોટીક ઉપાય રાખીએ સર્વસ્વ કહીએ તેહને ।૬૭।
ગત્યંતર વર્જીત તેહના ભાવ ગુણ લક્ષણ જુત ।
સર્વોપિર મંગલરૂપ સોહે અસાધારણ અદભુત ।૬૮।
જેહને વિષે સર્વાત્મના પ્રભુ અકીંચન ને અનન્ય છે ।
જે પતીવૃતતાએ જે પુરા સ્વરૂપ પ્રાણજીવન છે ।૬૯।

એ પાંચ કલીએ કરીને મહા મહેદના ગત્યતર વર્જીત લક્ષણ
કહયા જ્યાંહા પ્રભુ અકીયન અનન્ય છે એહવા પતીવૃતતાએ
પુરા કહયા. હવે તે પતીવ્રુતાનું રૂપ કહીએ છીએ

જેહવા પતીને ધર્મ તેહવે ધર્મે રાજે જગતમાંહાં ।
પ્રીયના પ્રતિબિંબ સાંપ્રત્ય સમોવડ કરીએ ત્યાંહાં ।૭૦।
આરતે આરત મોદેમોદ કલેશે કલેશ ને ફીરો કીશ ।
એહવા અનીમીત ભકતવંત તે સ્વરૂપસું રહે વસે ।૭૧।
શ્રી પ્રભુજીના ભાવતાના ભાવને સર્વાત્મના સ્વતંત્રતા ।
વિશુધ્ધ અધ્રુતી અવસ્થાના સ્થિર ભાવી ભકત લોકોતર ।૭૨।
જેહના મન બુધ્ધી ચીત અંતકરણ પ્રાણને દેહ જે ।
વાકય ઇંદ્રી આદિ સર્વે અધ્રુતા છે એહ તે ।૭૩।
જેહના આસીંવંત હૃદય સંગમ સરાણે તે ચઢયા જેહ ।
ઓપાયને જાતકાર કરે છે પદરજે મામ્યા તેહ ।૭૪।
ચાકયક્ષ થયા છે એહવા તે હૃદય સિંહાસન વિષે ।
અનંત અધ્રુતા ભાવ ઉપજે છે તે એહોને અહનીંસે ।૭૫।

એહવા સુમતીવંત ને સુધર્મી ભકત જે ।
આચરણ વ્રત ભાવે કરી સ્વમાર્ગે અનુરકત તે ।૩૭૬।

એ સાત કક્ષીએ કરીને પ્રતીવ્રત ધર્મ ધર્મી જેહના સર્વેન્દ્રીય સ્વરૂપ રસ અતીરીકત અન્યત્ર સ્પર્શ્યા નથી, અક્ષુતા છે એવા સુદ્દઢ ભાવે કરીને સ્વમાર્ગે અતી અનુરકત સુમતીવંત સુધર્મી સુલક્ષણ યુત એ ભકત કહયા. હવે એહોનો સ્વરૂપ વિષયક ધર્મ કહેવાને અર્થે માર્ગોકત અભેદ બુધ્ધે ભજનના વૈષ્ણવ ધર્મ કહીએ છીએ.

હવે એ આચાર્ય માર્ગે કો વૈષ્ણવતાકો ધર્મને ।
સ્વધર્મ કરીને કહે છે જે લહે છે જેહવા મર્મને ।૭૭।

કો તાકો આચરણનેજ સુધર્મ કરીને કહે છે ।
જેહવે ભાવે જે જયાંહાં અનુસરીને ત્યાંહાં રહે છે ।૭૮।

કોએક તાં સાક્ષાત સ્વરૂપ આશ્રીત થઈ અને ।
પ્રમાણે તે પ્રપન્ન હોએ છે પ્રમાણ ભાવ તે લઈ અને ।૭૯।

કો પરીવારે તે પ્રપન્ન હોએ તેને સુધર્મી કરી કહે ।
કો મર્યાદાદી ધર્માશ્રીત ધર્મ પ્રપન્ન થઈ રહે ।૮૦।

તેહોને સ્વધર્મી કહે છે એહવા પ્રકાર તે ઘણા છે ।
અભેદ બુધ્ધે અનુસરે કહું ધર્મ કયાંહાં લગી તેહ તણા ।૮૧।

એ ધર્મ ભાવ અવસ્થા ને નેષ્ટા પરીવસાઇ સ્વરૂપ રસ ।
અને માર્ગ પરીવસાઈ પણ છે ઉભયતા છે ઉભય વસ ।૮૨।

જેમ વિહિત મર્યાદા માર્ગે ઔર પદાર્થ જે એહ ।
અક્ષર પરીવસાય પણ છે ને પુરૂષોતમ પરીવસાઇ તેહ ।૮૩।

તેમ એ આચાર્ય માર્ગે અભેદ બુધ્ધિવંતને વિષે ।
અને અભેદ બુધ્ધીવંતને વિષે વર્તે છે એ ઉભય દિસે ।૮૪।

પણ એહોના સર્વાતમના સર્વથા પુષ્ટ પુષ્ટે કરી ।
એ પ્રભુના તે સ્વરૂપ રસ માર્ગી ધર્મ રસે ભરી ।૮૫।

તે ધર્મનેજ સુધર્મ કરીને કહે છે અને આચરે ।
એ ધર્મથી અતીરીકત ધર્મ એ ધર્મ એ નહીં ચીત ધરે ।૮૬।

એહવા અતિ ટેકવંત તે મારે ભજનીય છે સદા ।
અને વંદનીક પણ તેહ છે મહા ઉદાર સુખદાયક મુદા ।૩૮૭।

એ ૧૧ કલીએ અભેદ બુધ્ધીવંતનો પ્રમાણરસે પ્રમેયરસે પ્રપન્નતાનુ ધર્મ તારતમ્ય કહ્યું. હવે આગલ એ મહેદને વિષે વૈષ્ણવ ધર્મ અનુસર્યા છે એ ધર્મની અનુક્રમણીકા વાંચીએ તો ભલુ નહીંતો નહીં. ગાતા માંહાં વાંચ્યાનું પ્રયોજન નથી પણ પ્રસંગના બોધને અર્થે લખીએ છીએ. જે એ મહાતમ ભાવ ભજનને રહીત, નિરૂપાધી અવસ્થાના લક્ષણ, વાગ વહેવારાદી ધર્મ આચરણ, સહેતુક નિરહેતુક્તાનુ તારતમ્ય, નિરૂપાધી સબંધ ક્રોધ આદિ રહીત ભાવ, એહોના સંગનું પ્રાબલ્ય જ્યાંહાં અસદ વાર્તા નહીં, સ્ત્રીજાતીથી દુર રહે, એહવા સતસંગી પંચ શલ્ય રહીતસું સંભાસન કરે, ત્યાંહાં અન્યના સ્વભાવ કૃત્યની ચર્ચા નહીં, સ્વરૂપ નેષ્ટાએ નિપુણ સર્વાત્મ ભાવી હોએ તેહના ગુણ મુખે કહે, ઉપયોગ વિના ઉચરે નહીં, ધર્મ નીગાઢ જથાર્થ ભાખ, કેહેનો દોષ કહેવા અસકય, પ્રાર્થનાને નાતકાર કરે નહીં એહોને અનુસરે તેહોને કૃપાનાવે બેસાડી પ્રભુને પમાડે તેહોને એહોની કૃપા તે જગતમાં પ્રમાણ છે. તેહનું પ્રમાણ એ મધ્યે છે એહોની કૃપા ઉપકાર રૂપ છે ને પરનો ઉપકાર થોડેથી ઘણો માને જે આશા રૂપી બેડીએ બંધાયા નથી એહવા અલૌકીક ગુણે ગહેરા લક્ષણ કહીસ

વલી કહેવા જે સ્વ જ્ઞાનવાન સ્વરૂપવાન શોભીતા ।
અતિ નિપુર્ણ સરસ મનમાં ધણી જે રૂપરસમાં લોભીતા ।૩૮૮।
ભાવ મહાતમ તણે ભજને રહીત નીરંતર તેહવા ।
મહાતમ ભાવ જે બ્રહ્મભાવ તેણે રહીત તે એહવા ।૮૯
સ્વરૂપ સબંધી કેવલ રસમઈ લૌકીકવત મુગ્ધ ભાવના ।
ભાવ ભાવે ભજન તે મહાતમ રહીત એ સુભાવના ।૯૧।
એ ભક્ત ને ભજન આશક્તિ અતી એ ભગવદી તે રાજતા ।
અને વલી એ નીરૂપાધી અવસ્થા તે આલય બ્રાજતા ।૯૨।
જેહના ધર્મ વાગ વહેવાર પ્રગટ પ્રસિદ્ધ તે પેખીએ ।
દ્રષ્ટી ગોચર વર્તમાને વાહ્ય સહેતુક દેખીએ ।૯૩।
સકામ સકારણ સોપાધીક પણ આચરણમાં જે એહોના ।
નિરહેતુકતા નિષ્કામ ને નિઃસકારણ છે જેહોના ।૯૪।
ને કેવલ નીરૂપાધી સબંધના આચરણ જેહો પાસ એ ।
જેણે આચરણ અવસ્થાએ ભર્યા સૌભાગી ભાગ્યરાસ એ ।૩૯૫।

સર્વ સહેનનું સામર્થ જેહને સંસાર સ્પર્શી શકે નહીં ।
મહા ગહેરા ધીર સુશીલ શોભીતા શોભે અહીં ।૩૯૬।

જેહને કહીંએ ક્રોધ ને માત્સર્યતા નહીં દેખીએ ।
ઈર્ષા નહીં અને કોપની વાસનાઓ નહીં પેખીએ ।૯૭।

જેહોને સહેજે વેર છે તેહને એહોને સંગે કરી ।
જે છુટી જાએ છે ને પરસ્પરે મૈત્રી થાએ હીત ભરી ।૯૮।

કામ ક્રોધાદીના જેકો પાત્ર જે ત્યાંહાં નિરંતર વ્યાપી રહ્યા ।
ત્યાંહાંથી એહોને દર્શન માત્રે દુરથી તે દુર ગયા ।૯૯।

અને એહોના કામાદીક તે સહુ પરમ મહાફલ રૂપ છે ।
તે સેવાને વિષે કામ તત્પર એહ પરમ અનુપ છે ।૪૦૦।

સ્વરૂપ દ્રષીસું ક્રોધ ને ભક્તોનો લોભ તે નિત રહે ।
દર્શને કરી મોહવું એહવો ભાર ઉરમાંહાં લહે ।૧।

વિજાતી ભાવનું છેદન તે હીંસા માત્સર્યે કરી ।
પ્રિયની ભાવેણ તેણે મદે અહંકાર ઉપજે ફરી ફરી ।૨।

જેના નવનીતથી કોમલ હૃદય કમલ જેહ ।
જેહની સાનીધ્યે દુષ્ટની દુષ્ટતા ન રહે તેહ ।૩।

અયોગ્યને ઉપયોગ્યતા સંપન્ન હોએ છે ઘણી ।
જેહને દીઠે દુષ્ટતા તે સઘ જાએ ખલ તણી ।૪।

જેહની દ્રષ્ટી થકી દુર્જનની જાવદ દુરમતી ।
દુરબુદ્ધ દુર પલાય છે અને રહે નહીં એકો રતી ।૫।

જેહોને સામીપે મળ્યેથી વજ્ર આદિક કઠીણ જેહ ।
કોમલ મન તેહનું થાએ કઠીનતા ન રહે તેહ ।૬।

અન્ય લૌકીક ભાવ તેહની વાસના ઉપજે નહીં ।
ફરી અવસ્થાએ અર્ધ્વંસનો અંશ કરે નહીં અહીં ।૫।

અને એહજ ઉપજે છે ભગવદીઓનું મુખ જોયા કરૂં ।
એહવી મીઠી મીઠા પ્રભુની વસ્તુ નીજ ઉરમાં ધરૂં ।૬।

જેહને નીકટે અસદવાર્તા આવી શકે નહીં કો સમે ।
કેહોનો દોષ મનમાંહાં તે કહીંએ આવે નહીં આણ્યો કેમે ।૭।

જેહનો સમુદ્ર સમ દોષ હોએ પણ બિન્દુ સમ નવ લહે ।
દુરજન દ્વીજાતીની ઉપેક્ષા કરી અલગા રહે ।૮।

અને ભાવ દ્વીજાતીને વિષે તીરસ્કાર નહીં નહીં આદર ।
જેહને શત્રુ મીત્ર સમાન સમ દ્રષ્ટે કરી સાદર ।૪૦૯।

જેકો અવસ્થાએ સુજાતી તેહનો સંગ કરી સાફલ્ય લહે ।
એહવા સતસંગી અસતસંગ થકી અલગા રહે ।૪૧૦।

પંચ શલ્યથી જેકો રહિત હોએ તેહસું મન મલવા કરે ।
તેહનું ચીંતન કરીને તેહને ચીતમાં ધરે ।૧૧।

એ પંચશલ્ય તણો પ્રકાર તેહ કહું વીસદ કરી એહ ।
એક પ્રભુ સ્વરૂપ ને બીજા સ્વરૂપને એક કરી જાણે જેહ ।૧૨।

ઉછવ પ્રભુના ને બીજા ઉછવમાંહાં ભેદ કરી જાણે નહીં ।
મંદીર પ્રભુનું અને બીજાનું ઐકયતા આણે અહીં ।૧૩।

ગ્રંથ પ્રભુના અને બીજા ભેદ ન આણે એહમાંહાં ।
ને પ્રસાદ તારતમ્ય નહીં પ્રભુ ભેદ પામે તેહમાંહાં ।૧૪।

સ્વકીયના જે અભેદ બુદ્ધી જનીત બહુ અપરાધ છે ।
પણ તેમાંહાં પ્રભુજીને એ શલ્ય પાંચની અતિ આદ્ય છે ।૧૫।

અને એક સત્યાતીત સત્ય તે સર્વથી મોટુ એહ ।
જે મહ મહેદ અંતરંગ ભક્ત ને પ્રવાહી બહીરંગ જેહ ।૧૬।

એ બેઉને અજ્ઞાનથી કરી સમતા કહે ।
પ્રભુને સર્વથા રૂચેજ નહીં તે સત્ય મોટુ રહે ।૧૭।

એહવા દોષથી જે રહીત હોએ કેવલ સ્વરૂપેજ અનુસરે ।
એ મહેદ એહવા નીપુણ જે તેહસું સંભાષણ કરે ।૧૮।

અન્યના જે સ્વભાવ ને કૃત જેહની ચર્ચા નવ કરે ।
અને સ્તુતિ પ્રસંશા જેહની સર્વથા મનમાંહાં નવ ધરે ।૧૯।

સ્વરૂપ નેષ્ટાએ નિપુણ ને સર્વાત્મભાવી જે કોએ ।
ભાવ સમ યોગ્યતા રસની તાપ રતી જ્યુત તહાં હોએ ।૨૦।

તેહનું આચરણ લક્ષણ કૃત્ય ઉરમાં ગ્રહે ।
અને અહર્નીસ આઠે પ્રહર તેહના ગુણ કહેતા રહે ।૨૧।

નીસંકોચ તણા સમુદ્ર ને નિશ્ચલ ધીરજવાન જે ।
જેહને સત્યભાવ પ્રભુ ઉપયોગી નહીં કાંઈ આન તે ।૨૨।

તે અસદ આલાપ ને ઉપયોગ વિણ નહીં ઉચરે ।
અણ ઉપયોગ કહેવા સુણવા આલસસું એ સંકોચ ધરે ।૨૩।

ધર્મ નીગાદે ધર્મદ્વેષી દ્વીજાતીના મુખ જેહ ।
તે મર્દવા યથાર્થ કહેવા સુર સુભટ સદા એહ ।૨૪।

પારકા કૃત્ય દોષ ને પોતાના ગુણ જે અગણ તણી ।
એ બેઉ કહેવા એહોને તે અશકયતા દીસે ઘણી ।૪૨૫।

આરત કરીને જેકો આવી પ્રારથે છે તેહોને ।
નાત્કાર કરવાને અન્યની પ્રાર્થના કરવી એહોને ।૪૨૬।

તે અતિ અનુચીત કર્મ સરખી જાણીને તે કરે નહીં ।
એહવા અતિ સૌજન્ય જેકો એહોને અનુસરે અહીં ।૨૭।

તેહોને નિજ સ્વરૂપાનુભવનું જ્ઞાન રૂચીસં કરીયને ।
કૃપાનાવે બેસાડીને પ્રભુ પમાડે રસ ભરીયને ।૨૮।

જેહોને એહોની કૃપા તે જગતમાં જીવતવ્ય જાણવા ।
કૃપા નહીં જ્યાંહાં એહોની તે સર્વથા ન પ્રમાણવા ।૨૯।

શા માટે જે એ કેવલ ફલરૂપ મહા રસાત્મક રસમઇ ।
સંપ્રદાતીત માર્ગ પ્રભુનો પરમ પુષ્ટ પુષ્ટ સુખમઇ ।૩૦।

શુધ્ધ રસમાર્ગ એ માર્ગનું સ્વરૂપ પરમ સોહામણું ।
એ માર્ગનોજ સ્વરૂપ રસ અને માર્ગના તે ફલ તણું ।૩૧।

એ સ્વરૂપ ને રસના સ્વરૂપનું સ્વરૂપ જ્યારે ઉરમાં ધરે ।
સમ્યક પ્રકારે જાણીએ તો એ મહેદ કૃપા કરે ।૩૨।

એ ઉપકાર કરવા જગતને એહોની કૃપા કારણમઇ ।
અતી તત્પરતાસું સદા વ્યાકુલ રહે સનમુખ થઈ ।૩૩।

અને એહોને જે કો અલૌકીક ઉપકાર કરે બીન્દુ એટલો ।
જેહ કરે છે તેહનો તે માની લે સમુદ્રક જેટલો ।૩૪।

તે પોતે લૌકીક આશારૂપી બેડીએ બંધાણા નથી ।
એહવે અલૌકીક ગુણે ગેહેરા વલી કેહેવા કહું કથી ।૪૩૫।

એ ૪૯ કલીએ વૈષ્ણવ ધર્મના આશ્રીત લક્ષણ કહ્યા. હવે વલી એહવા જે લક્ષણ વિશેષ ભાવના જે એ મહેદે આદર્યા છે તે કહીએ છીએ. એ લક્ષણની અનુક્રમણી વાંચીએ તો ભલુ નહીં તો નહીં. ગાતામાં વાંચ્યાનું પ્રયોજન નથી. પણ પ્રસંગના બોધને અર્થે લખ્યો છે જે શુધ્ધ ભાવવંત વિશુધ્ધ સત્વવંત છે. ભેદ બુધ્ધીનું ભજન ભાવે જેહોના સોહામણા સહેજ શુધ્ધથી અધીક નવનીતથી જેહોના મન કોમલ સ્વરૂપ રસ સંયોગીયા પ્રભુ ગુણે રાજતા રહે, સ્વરૂપ નેષ્ટીક પ્રભુના અનુકર્ણ અહર્નિસ કરે, સ્વરૂપ ધર્મ સ્ફુરે, ગુણ સુખથી સુકે નહીં. સેવા કથાનું સહેજ વ્યસન, પ્રમેય નિરોધી સ્વરૂપ રસ માર્ગી સ્નેહ જયુત તેહનો રસરૂપી લીલાએ વીનીયોગ એહવા રસે અંગીકૃત પ્રભુને સુખે સુખી, અંતઃકરણ જાણે પ્રભુના મનોરથ પુરણ કરે. પ્રભુને

અંગ ઉપયોગથી વિપરીત રૂચે નહીં. તાદ્રસી સ્વરૂપાપન્ન સ્વરૂપ વિપર્ઈક સદા વિશેષવંત. શરીર ભોગ સ્વપ્ને પણ રૂચે નહીં. એહવા વેસે પરાગ મુખ જેહોના તત્વને પ્રભુજ સમજે. એ પ્રભુ અર્થે સર્વ જતન કરે, જેહોએ પ્રભુના સુખને અર્થે અર્થનો પરીત્યાગ કર્યો છે એહવા અગણ ગુણવંત ગુણ, એહોના સ્મરણ માત્રે કરીયને સ્વરૂપ રસના ભાવ સર્વ સીધ્ધ થાએ. જે પ્રભુના પ્રાગટ્યને ચિત ધરીને વિશ્વને આનંદ ઉપજાવવા પ્રગટ્યા છે. ઉછવના સ્વરૂપ સ્નેહે ભરીત કારણમયના પદ વંદુ છું, એહવા ભાવ જયુત લક્ષણ કહીએ છીએ.

એહ શુધ્ધભાવ ને વિશુધ્ધ તત્વવંત એહ છે ।
અતીસે બુધ્ધીવંત ને વલી ભેદબુધ્ધી વંત જેહ છે ।૩૩૬।

જેહને તે ભેદબુધ્ધી તણું ભાજન ભાવ સુહીત ।
એહવા વિશુધ્ધ ભાવાપન્ન કેવલ સ્થિર બુધ્ધી યુત રાજે અહીં ।૩૭।

તેહ સ્વકીય સમાજ જેહોની સોહામણી તે સહેજે સહુ ।
એહવા એ સજન એહોને સુધા સમ કેમ કરી કહું ।૩૮।

જો કહું તો તે સુબુધ્ધ સહુકો એ સામ્યતાને દુષણ ધરે ।
શામાટે જે સુધા પીધે અંગઅંગ સુખ ભરે ।૩૯।

અને એહોને દર્શન માત્રે સંપન્ન સુખ હોએ સુખ તણું ।
એ મૃદુલ હૃદય તણા ધણી નવનીતથી કોમલ ઘણા ।૪૦।

સદા સલુણા સ્વરૂપના એ સરસ રસ સંયોગીયા ।
સર્વાત્મભાવ રસે તે ભીના અંતર રસ ભોગીયા ।૪૧।

અંતરગત ગોકુલપતીને ગુણ ગણે રંજી રહે ।
સ્વરૂપ અનુરાગે રંગ્યા વિપ્રયોગ દુઃખ ન એ ક્ષણ સહે ।૪૩।

નેષ્ટાનું રૂપ સ્વરૂપ નેષ્ટીક અભીનવા નેષ્ટા સહેજ આચરણ તે ।
સ્વરૂપ વિષે સર્વાત્મના નિત્ય નીરંતર કરણ જે ।૪૪।

આસ્થાએ સમતાત સ્થિત જે સર્વેન્દ્રીયનું તદીયત્વ ।
સુસ્થીરતા વલી કહેવા નેષ્ટીક નેષ્ટાનું જાણે સત્વ ।૪૫।

નિજ થાલનો જે પ્રસાદ લીધા વીન પ્રસાદ ન લે અહીં ।
ચરણાર્વિંદના આરંદ્ર ચરણામૃત વિના જલ લે નહીં ।૪૬।

જેહોની દર્શન વિના સ્થિતી અસાધ્ય તે લેખીએ ।
પ્રભુ કારણ કૃત્ય અનુકરણ આચરણ આવરણ એહ વિસેખીએ ।૪૪૩।

એહવે આચરણે અલંકૃત શોભીતા નિત્ય પરવરે ।
પ્રેમ રસવસથી પ્રભુ અનુકરણ અહરનીસ કરે ।૪૮।

અનુકરણ આચરણ તેહવા ઉઠે છે તે કરીકરી ।
સ્ફુરે છે કેવલ સ્વરૂપના ધર્મ એહોને ફરીફરી ।૪૯।

વાણીએ સ્વરૂપ રસ ઉચરે એ ગુણ ન મુકે મુખથકી ।
એહજ જસ અહોરાત્ર કહે તનમયતા પુર્વક થકી ।૫૦।

જે સેવા કથા સર્વને કરણ છે સર્વાશકત ભાવે કરી ।
તે એહોને સહેજમાંહાં થાએ વ્યસનને નિત્ય ઉલટ ભરી ।૫૧।

સ્વરૂપ રસ સુરતી તેણે કરે સન્મુખ અહર્નિસે ।
સર્વાત્મના ક્ષતી રહીત અનુપમ રતી રાજે રસવસે ।૫૨।

એહવા પ્રમેય નીરોધી પરમ નૈષ્ટીક સ્વરૂપમાર્ગી નેહના ।
સર્વાત્મના ભાવે સદા પુરા ને સુરા સ્નેહના ।૫૩।

જેહોનો રસરૂપી લીલા સાજ કરી ઉપયોગ છે ।
નખ થકી શીખ પર્યંત અંગ પ્રત્યંગ રસ સંયોગ છે ।૫૪।

વિગાઢ ભાવે જ્યુત રસીકવરના રસે અંગીકૃત ।
મહારસીક જાણ શીરોમણી પ્રભુ સુખે એ સુખ દ્રઢવત ।૫૫।

અંતઃકરણ વૃતિ જાણ પ્રભુના મનોરથ પુરણ કરે ।
એ જગત આરત હરણ પ્રભુ એહવા પ્રભુની આતર હરે ।૫૬।

પ્રભુના તે કેવલ મનોરથ પુરવાને જેહના ।
સર્વેન્દ્રીય ફેંટ બાંધી રહે છે તે એહના ।૫૭।

સકલ સુખનીધીને શ્રીઅંગે અંગવદ જેમ મન એ ।
સદા સુખદ વિચાર પરાયણ તાદ્રસી અનુદિન એ ।૫૮।

પ્રભુને સાક્ષાત ઉપયોગી પદારથ અંગને ।
વિરૂધ્ધ આચરણ તેહથી રૂચે ન નીજ અંગ સંગને ।૫૯।

એવા તાદ્રસી સ્વરૂપાપન્ન કહીએ એહોને ।
સ્વરૂપ વિષઇક સદવિષે વીતર્ક નહીં કાંઇ જેહોને ।૬૦।

જેહ લૌકીક અસદ વિષે રસ વીસ સમાન તે છે અહીં ।
સ્વપ્નમાં પણ જેહને સહેજ શરીર-ભોગ રૂચે નહીં ।૬૧।

એહવા એ વિષે પરાગ મુખ દુરવ્યસન રહીત તે તેહ છે ।
જેહોના તત્વને સમજે પ્રભુ એહવા એહ છે ।૬૨।

સ્વતઃથી સર્વથા કેવલ પ્રભુ અર્થ સર્વ જતન કરે ।
અને પોતાના અર્થને કાંઈ પ્રસંગાત મનમાં નવ ધરે ।૬૩।

વસ્તુ પ્રાપ્તો સર્વદા એહોને સાંપ્રત્ય સીદ્ધ છે ।
પણ વસ્તુના સુખને અર્થે જે અન્ય બીજી નિધ્ય છે ।૪૬૪।
તે નીધ્ય સકલ અર્થને પરીત્યાગ તે એણે કર્યો ।
એહવા અગણ ગુણના ધણી જેહોને પદ હું અનુસર્યો ।૬૫।
એહોના પદ તે મારા મનોરથ પુરણ નીધ્ય છે ।
જેહને સ્મરણ માત્રે સ્વરૂપ રસના ભાવ સહુ સંસીધ છે ।૬૬।
જે અખિલ વિશ્વને પ્રભુ સબંધી આનંદ ઉપજાવા હીતે ।
પ્રગટ થયા છે જે પ્રભુના પ્રાગટ્યનેજ ધરી ચીતે ।૬૭।
અનુપ ઉછાહે મોદ આનંદે પુર્ણ પુરણ પુરીયા ।
એ સ્વરૂપ ઉત્સવના તેણે ઉદવ અંકુરીયા ।૬૮।
સ્નેહ રસાબ્ધી રસે ભર ભરીત કલેવર જેહોના ।
એહવા કારણમંડની કરૂણા માગી વંદુ પદ જુગ એહોના ।૬૯।

એ ૩૦ કલીએ વિશેષ ભાવાપન્ન વૈષ્ણવ ધર્મના એ મહેદે આચર્યા છે તે લક્ષણ કહ્યા. હવે એહો પર પ્રભુની હલની ને એહોના મહેદ કૃત લક્ષણ કહીએ છીએ. લક્ષણની અનુક્રમણી વિધી ન્યામીક રહીત સેવા રસના વિસ્તારક, અનુરાગ રૂપ ભક્તનેજ ચીત ધરે, એહોના વિચારરૂપી હંસ તે વૈષ્ણવી ભક્ત ને રસભક્તનું તારતમ્ય કરે છે એ જેહવા પ્રભુ તેહવા મહેદ રસમઈ સદભકતી મારગના પ્રવર્તક જેહોને પ્રભુસું અતિ ઐકય છે તે પ્રકાર કહીએ છીએ.

વલી કહેવા જે ઉદબોધ રસના આલય રસે રસ પુરીત ।
સર્વાંગ પરીપુર્ણ રસેભર ભાવભાવે સ્ફુરીત ।૭૦।
એહવાઓનું પોષણ કરે પ્રભુ દુષણ વિના મહાદાનનુ ।
કહ્યું ન જાએ કરી ભાવે તહોતણા સનમાનનું ।૭૧।
તેહવે તે માને અધિક અધીક આચરણ સકલ ફલીત ફલે ।
તે કહું જે કરૂણા ભરીયા પ્રભુ કેવલ રસ એહોપર હલે ।૭૨।
જે હરણાક્ષીને સ્પર્શ થકી અને રસ કટાક્ષને રસે ભરે ।
આનંદ ઉપજ્યો તેહ આનંદ તેહ વિષે આરોપણ કરે ।૭૩।
વલી અગણીતાનંદ સહીત આપે આપણ પોતે આપણું ।
તેહ એહવી એ કૃપાને મદે માતા રાતા રસ ભીના ઘણું ।૭૪।
પ્રભુ ઉપયોગી અનેક રસના ભાવૈક ભાવ પ્રચારક ।
સિદ્ધાંત મોક્ષ અદ્દભુત પ્રકાસ આચરી આચરણ કારક ।૪૭૫।

વિધી ન્યામીક રહીત સુકૃત સેવા રસ વિસ્તારક ।
અનુરાગ રૂપ રસ ભકતના તે સમુલ હીત ચીત ધારક ।૪૭૬।

જેહોના હૃદય કમલની કોમલતામાં મનરૂપી માનસર કહ્યું ।
જે સૃંગાર સાર શિરોમણી તે પરમ રમ્ય રસે ભર્યું ।૭૭।

તે ઉપર એહોના વિચાર રૂપી સર્વોપર જે હંસ છે ।
બેઠો બિરાજે છે વિમલગતે સર્વોપર અવતંસ છે ।૭૮।

તે વૈષ્ણવી ભકત ને વલી રસ ભકતનું તારતમ્ય કરે ।
એહવા અતિ કોવીદ કુશલ જે એ કૃત્ય નીત્ય આચરે ।૭૯।

એ જેહવા પ્રભુ તેહવા મહેદ રસમઇ સ્વરૂપ વિષયક તે ।
સદભકતી પંથ જે પ્રવર્તક પ્રભુસું અતિ ઐકય જે ।૮૦।

આ ૧૧ કલીએ કરીને એણે પ્રકારે પ્રભુને કહયા. પ્રભુ સબંધે કરીને એહોનો ઉત્કર્ષ કહયો. ત્યાંહાં પુર્વપક્ષ તેહોના શ્રત્યોત્ક શ્રીમુખ વચન ને શ્રીમુખ વચનનો સમાધાન કહીએ છીએ.

ત્યાંહાં પુર્વપક્ષે કદાચીત કો અજ્ઞાન કહેસે કેમ કરી ।
જે લૌકીક જીવને પ્રભુ સમાન કહો છો કેમ ચીત ધરી ।૮૧।

સદભકતી પંથના પ્રવર્તક કેમ કહયા હોએ કાંઈ એમ તે ।
સમાધાન એહનું હું કહુ તે સાંભળ ચીતદઇ તેમ તે ।૮૨।

એ જે હું કહુ છું કાંઈ વાત જીવ તણી નહીં ।
પ્રભુજીના નૈષ્ટીક અનીમીત ભકતીવંત જે છે અહીં ।૮૩।

એ અપનાયતની એ કાન ગણીએ એક કીધા છે જેહ ।
ઐકયતાની આલોચે અતી સુદેસ સુખ સ્વાદીત તેહ ।૮૪।

એહવી અપનાયત કો આનંદજુત તે અધીક થઇ છે એહોથી ।
ક્ષણ રહું ન જાએ પ્રભુએ અણુમાત્ર અલગા જેહોથી ।૮૫।

એવા મહા સદપાત્ર ભક્તની વાત કહું સુણ જેહોને ।
ભાગ્યે પ્રભુએ સ્વતંત્ર પ્રાગટય કહ્યું હીત એહોને ।૮૬।

શ્રીમુખથી પોતે કહ્યું જે કો શુંજાણત તાહી-કે ।
તાકે લીએ પ્રાગટય અરૂ સોઇ મહેદ હૈ યાહીકે ।૮૭।

હું એ વાત કહુ છુ તેહોની ને વલી જે કો જેહોને ।
જાણે ભજે તે તેહ સરખો કરી કહીએ તેહોને ।૮૮।

તે અલૌકીક ને પરમ નિરગુણ એહોના પ્રમાણ અનંત જે ।
કહ્યા છે શ્રીમુખ થકી તે કહું અતિ વિતપન તે ।૮૯।

જેમ નિષ્ટ નિર્ગુણ સ્મંત એ એકાદશનું વચન કહ્યું ।
અને બ્રહ્મવિદ બ્રહ્મૈવ ભવતી અજુરવેદે એમ કહ્યું ।૪૯૦।

વલી નારદ પંચરાત્રે કહ્યું તે વચન અહીં વિસદ કરૂં ।
હરીભક્તમેં સાક્ષાત તસ્માદ ભક્તપી તન્મય ચીત ધરવુ ।૯૧।

યોમક્ષુદ: એ એવં કહ્યું વચન ગીતા તણું ।
યેયથો પાસ તે તથૈવ ભવતી એમ વેદ વદે સોહામણું ।૯૨।

એહવા અનેક પ્રમાણ કરીને ને વલી શ્રીમુખના જેહ ।
જે જેસે પ્રભુ તેસેઇ સેવક એણીપેરે તે કહ્યું એહ ।૯૩।

પ્રાબલ્ય પ્રભુકો ભક્તતે તરૂ ભક્તકો પ્રભુતે જાનીએ ।
જેસો રઘુનાથજીકો પ્રાગટ્ય તેસે સેવક પ્રમાણીએ ।૯૪।

અરૂ ઈહાંકો પ્રાગટ્ય જેસો સેવક તેસેઇ ભયે ।
જેવુ મુલ તેસો આવરણ એ કહું છું નાહીં નયે ।૯૫।

ઘાસકો પુલા ઘાસહીસું બાંધીએ લે વાહીસું ।
ઓર પાટકો વસ્ત્ર પાટહીસું બાંધીએ લે તાહીસું ।૯૬।

માટે પુર્ણ ગુણ નિર્દોષ પ્રભુ સ્વત:પોતે જેહવા ।
અલંકૃત એહવે ગુણે એ મહા મહેદ છે તેહવા ।૯૮।

ભક્તના સ્વરૂપમા પ્રભુ સ્વરૂપ સર્વથા રહે ભલીયને ।
જેમ વિણાદી વાદ્યના શબ્દમાં ગાનાક્ષર રહે મલીયને ।૯૯।

તે જ્ઞાતા જાણે રૂપરસ છંદભેદ તાલ ને જાતને ।
અણુએ તે નાવે અંત:કરણ એ રસથી એ અજ્ઞાતને ।૫૦૦।

જેહાને ફેર પ્રશ્ન પુછ્યું કલ્યાણભટ ખંભાલીએ ।
મહારાજ મારૂ સમાધાન કરી સંદેહ ટાલીએ ।૧।

રાજનું સ્વરૂપ તો કદાચીત વેદાદીકે ઉર આણીએ ।
રાજના સર્વાત્મ ભાવીનું સ્વરૂપ કેમ કરી જાણીએ ।૨।

ત્યારે પ્રભુજીએ કહ્યું હમ જાનત નહીં વેસે સ્વરૂપકું ।
તો તુમ કેસે કરીકે જાનો વે સેવકકે રૂપકું ।૩।

માટે અનીમીત ભક્તિવંત સ્વરૂપ વિસેઈક રસે જેહ ।
સદભક્તી પ્રવર્તક મહા મહેદની વાત કહું છું તે એહ ।૪।

પુર્ણ ભાવાત્મક અને ભાવૈક ભર એ નિરંતર ।
અહોરાત્ર મહાતમ રહીત કેવલ નીરાવરણ રસે ભર ।૫।

સ્વરૂપાનંદ રસાવીર ભાવે ઉમંગ્યા અતી આનંદીત ।
આનંદ રસમાં પાગ્યા અનુરાગ્યા જગ વંદીત ।૫૦૬।

સર્વ રસના રૂપ જાણે જગતથી સર્વોપર ।
સર્વદા સર્વને પુષ્ટત કારૂણીક કરૂણા ભર ।૫૦૭।

પ્રભુની કરૂણા રૂપી તે પરીમલના પાત્ર એ ।
જેહોના હૃદય પદ કમલ આમોદે સુવાસીત ગાત્ર તે ।૮।

જેહના શીલની સમાનતાને કો નહીં જગતમાંહાં ।
શીલ એહોના જાકને વલી કરીને જાકએ કયાંહાં ।૯।

જેહના શીલને જગત સર્વ સરાહે છે સનમુખ થઇ ।
જગતને જોવા તે સરખા જગત ઇચ્છે હીત મઈ ।૧૦।

તાદ્દસ મહામહેદ તે મારે સર્વ સાર છે ।
મારા મનોરથ પુરણ તે જાણું એ આધાર છે ।૧૧।

આ ૨૧ કલીએ એણે પ્રકારે સર્વોત્કર્ષ મહેદના પ્રમાણ સહિત અનેક પ્રમાણ કહયા. હવે વલી એ મહેદના સર્વોત્કર્ષ લક્ષણ કહીએ છીએ.

વલી આગલ એથી અધિક ભાવના યથામતી લક્ષણ કહું ।
એ કહેવા કો સમર્થ નહીં પણ કહું છું જેહવા લહું ।૧૨।

એહવા શીલ સ્વભાવ પ્રકૃતી નમ્રતા ગુણ ધર્મ જે ।
લક્ષ એ કૃત આચરણ સર્વનો ગુઠ છે બહુ મર્મ તે ।૧૩।

તે આચરવા સરખા આચરણ પણ મહાભાગ્યે પામીએ ।
ભાવ છોહોવા દૂરાયાસ વિચારતા ન વિરામીએ ।૧૪।

અસાધારણ એહોના રસપાનના તે પ્રકાર માંહાં ।
પ્રવેશ કોએ કરી શકે અને અન્ય કોએ લહે કયાંહાં ।૧૫।

યુગ અનુસારણી અવસ્થાએ કરીને ભગવદીયનું સ્વરૂપ જે ।
સાધારણ છે જીવ કો યથારથ ન જાણે તે ।૧૬।

એ અવસ્થાએ પદારથનું આચ્છાદન કરી રહે ।
સમ્યક દ્રષ્ટે પડે ન અન્યને તે આપુ અનુસારે લહે ।૧૭।

હોએ જે કોઈ એહોના તે સમાન શીલ સુભાવને ।
તેહ જાણે એહ અનુપમ અભીનવા તે ભાવને ।૧૮।

તે પરમ લોકોતર પ્રમાણાતીત પ્રમેય લીલા રસે ।
રાતા ને માતા અનુભવી લીલાએ આસક્ત રસવસે ।૧૯।

પરમા-વિધી અતિ પુષ્ટ પુષ્ટ ઉદાર લીલાએ આવર્યા
અંગ પ્રતીઅંગ મહારસ ભોગ્યા ભાવે ભરીયા ।૨૦।

પરમ મહા માધુર્ય મંડન શ્રીવલ્લભના રસમાંહાં ।
હૃદય સાણ્યા ને પાગ્યા પ્રમેયાનંદે ત્યાંહાં ।૫૨૧।

અનુભવ રસના અનુભવી અભીલાખીયા આરત ઘણી ।
અનેક ભાવાપન્ન રસમાંહાં રસ રસગ્ર મુગટ મણી ।૫૨૨।

એકાંત રસ રસાન્તર વર્તી મધ્યપાતી અનુપ એ ।
રહસ્ય રસભાવના જાણ ને દાનપાત્ર સ્વરૂપ એ ।૨૩।

અતિ અદ્દભુત એકાંત ગુઢ અને ગોપનીય રસ વાંછીતા ।
જેહના રસને પ્રાણ પ્રભુજી નિરંતર રહે ઈચ્છતા ।૨૪।

પરમ પ્રવીણ એ સર્વ રસના દાનપાનીક પાત્ર એ ।
એહવા તે મારે સદા નિરંતર વંદનીક અહોરાત્ર એ ।૨૫।

હવે એહોની મનવૃતી કહુ છું જે અનુસરીને નિત્ય કરે ।
શ્રી વલ્લભજીની લીલા રસાબ્ધીમાં જેહના મન ભાવને ભરે ।૨૬।

ભાવે ભર્યા તે નિમીત્ય છે મહા ભાગ્યવાન જે એહવા ।
નિત્ય ભાગ્યને તે સોહાગે અતિ અનુરાગ્યા વલી કેહેવા ।૨૭।

શ્રીઅંગ ઉપયોગણી પરીવસાઇ સોભાગ્યતા ।
જેથી પ્રભુજીને રસ ઉદબોધ કહીએ છે તે ભોગ્યતા ।૨૮।

જેહવા મારે ભક્ત એ ઉનમોદ માએ નહી ।
અને એણે મોદે મોદ અતીસે અહોને પ્રગટે અહીં ।૨૯।

એહવા એ મહા મહેદ તે સી ધુ ભાગ્ય સમોહના ।
અનુપમ સૌભાગ્યના ભાજન રસ સંદોહના ।૩૦।

સોભાગ્ય-રસ જેહોના ભાગ્યનો પાર આવે નહીં ।
પ્રિયને સૌભાગ્યે જેહોના ભાગ્યનો વિસ્તાર થયો અહીં ।૩૧।

ભર્યા મહા સોભાગ્યસું ને સમસ્ત ભાગ્યનું શરણ એ ।
જેહોને ભાગ્યે કરીને સહુ જગતને રસ ભરણ જે ।૩૨।

સાનુભવ હોએ છે રસીક એહોના ભાગ્યની તે કો કહીં ।
સમતા દેવાને અહીં કો સમાનતા આવે નહીં ।૩૩।

એ સૌભાગ્યતાના ગર્વને ગૌરવ મદે તે મુદીત મુદા ।
જેહોના સ્વરૂપસં મન સહિત એકાગ્ર થઇ અંગ અંગ સદા ।૩૪।

વચન વિલાસ અતિ અમૃત રસની ધારાએ કરીયને ।
બાંધીઆ તે કર્ણ ને વલી નેત્રરૂપે ભરીયને ।૩૫।

એમ મન આદિ સર્વેન્દ્રીય બંધાયા છે હીત ભર ।
અને પ્રભુએ પોતે પણ પોતા તણે સર્વોપર ।૩૬।

અમીત ગુણ ગણે કરીને અતિદ્રઢ બંધે બાંધ્યા ઘણું ।
એહવા એ મહા મહેદ ભાગ્યવાન શું કહું એહો તણું ।૫૩૭।

સૌભાગ્યરાસ એ પ્રાણ પ્રભુના પરમ પ્રિય મૃદુ વચન કહે ।
જેહોના હૃદયમાં સદા સર્વદા શ્રી પ્રભુજી સ્થિત રહે ।૫૩૮।

અને જેહોની પ્રભુના હૃદયમાં નીરંતર સ્થિતી દેખીએ ।
એહવા સૌભાગી ભાવના એહોને મહા ભાગ્યે પેખીએ ।૩૯।

જેહોના પરસ્પર હૃદયમાં મન સ્વરૂપ રૂપી રત્નસું ।
ગુણ ક્રાન્ત કુંદને કરીને જડીયા તે અતિસ્યે જત્નસું ।૪૦।

ગુઢ ભાવ જે ગોપનીય તે એહોને મન અનુસરે ।
અતી અસાધારણ એ પરોપકારી ઉપકાર સહુ કેહેને કરે ।૪૧।

જેહનું જ્ઞાન-વચન વહેવાર વાગ વિલાસ સહુ વિશ્વને એહ ।
ઉપકાર અર્થ છે એહવા મધુરા પરોપકારી વયણ તેહ ।૪૨।

જસ તણો સાગર પ્રભુ તેહના અનેક જસ વિસ્તારક ।
અને સ્વરૂપ વિષઈક રસ વીસે પ્રતિબંધના પરીહારક ।૪૩।

વલી કારૂણીક જે કામનાના મહોદાર શીરોમણી ।
સ્વરૂપ અનુભવાનંદ દાયક અંગીકરણ મહા મણી ।૪૪।

એ કાર્ય અતિ સમર્થ મહા દુરાગ્રહી નીરપેક્ષક ।
અને નીર્ભીમાની નીર્વીકારી કેવલ સ્વરૂપ અપેક્ષક ।૪૫।

એતનમાર્ગી પરમ પુરૂષાર્થ રૂપ જે દૈન્યતા ।
તે દૈન્યતાએ સદા પુરા સ્વકીયસું રહે અધીનતા ।૪૬।

જેહને ગર્વનો કાંઈ લેશ નહીં નહીં પોતાપણું ।
પણ સ્વરૂપ જ્ઞાન ને મારગ જ્ઞાને સહેજથી ગર્વીત ઘણું ।૪૭।

તે માટે સદા સર્વદા ઉછાહના ઉદધી નિત્યે ।
વાધે જ છે તે તેહ થકી તેણે કરી ક્ષણ ક્ષણ પ્રતિ ।૪૮।

સંયોગનું ફલ ફરીફરી વાંછે છે એહવા સંગના ।
સ્વરૂપ રસ સુખ સીંધુમાં સમોહ લહેર તરંગના ।૪૯।

અનીવર્ત ઉઠે છે તેવે તાં કરે છે તે પાન એ ।
સંગમ રસ અનુમોદને પ્રગટે પરાગ માન તે ।૫૦।

એહવા સબંધ સાચા અને સુરાપૂરા પ્રેમ મુદીત અહીં ।
અને એહોના મનમાંહાં માન અપમાન તો તે પ્રવેશ નહીં ।૫૧।

પ્રભુને સબંધે સર્વને માન દે ને પોતે તેહોથી ।
માનની તે ગંધ ઈચ્છે નહીં કાંઈ કેહોથી ।૫૫૨।

એ ૪૧ કલીએ એ પુષ્ટી માર્ગી મહદના સર્વોત્કર્ષ લક્ષણ કહ્યા. હવે આગલ જે પુષ્ટીમાર્ગીસું જે મન મેલવીને પ્રપન્ન રહે તે લક્ષણ કહીએ છીએ. ત્યાંહાં પુષ્ટનું રૂપ

એમ પરમ પુષ્ટ પુષ્ટી માર્ગીસું સદા પ્રપન્ન રહે ઘણું ।
પુષ્ટીમાર્ગ જે રસ વીસે સર્વાત્મભાવ ભાવી તણું ।૫૫૩।
તે સ્વરૂપ રસમાર્ગના તત્વનુ સમુચ્ચ સમજે રૂપ તે ।
સ્વરૂપ રસ માર્ગ સ્વતંત્ર પુષ્ટ પુષ્ટ અનુપ તે ।૫૪।
જે કેવલ તાપાત્મક અને તાપ પરીવસાઈ જેહ ।
તેહને મહા પુષ્ટી માર્ગ કહીએ વિહીત કાંઇ નવ એહ ।૫૫।
પુર્ણ એ રસ પુષ્ટમાર્ગ નતુ વિહંત એ જાણવો ।
પુષ્ટ ને મહાપુષ્ટ પુષ્ટમાં ભેદ એહવો આણવો ।૫૬।
પુષ્ટ રસ તે ભાવે કરીને સદ્ય થાએ રસે ભર ।
અને મહા પુષ્ટ પુષ્ટ કહેતા નિત્ય અચલ અગોચર ।૫૭।
સર્વ અનુસંધાન રહીત અગણીતાનંદ આવેશસું ।
જે વિહાર ને અતિ પુષ્ટ પુષ્ટ જ્યાંહાં ભાવે ગમય ન લેસસું ।૫૮।
માટે વિહીત જેહવા તે કરી સીદ્ધ થાએ તે એ પુષ્ટ નહીં ।
કૃત્ય હીત સ્નેહે કરીને સ્વરૂપમાં મન રહે અહીં ।૫૯।
અને જેહવા પોતે તેહવાસું મલે મન મેલીયને ।
ભાવ સામ્યસું ભાવ પુર્વક રહે રસમાંહાં ભલીયને ।૬૦।

એ ૮ કલીએ કરીને પુષ્ટ ને મહાપુષ્ટનું તારતમ્ય કહ્યું. હવે વલી એ મહેદના પુષ્ટી માર્ગથી જે કો અતીરીક્ત તેસું અનાશકત રહીને આચરણ આચરે છે તે કહીએ છીએ

પુષ્ટીમાર્ગથી અતીરીકત હોએ અનાસકત એ રહે ત્યાંહાં ।
વ્યાવર્તમાં એણીપેરે રહે જેમ કમલ રહે છે જલમાંહાં ।૬૧।
પરીપકવ અતીશય સહેજ પ્રભુની કૃપા કવચે આવર્યા ।
તેઓના અંગને સંદેહ રૂપ જે રસ અતી માહા વીસ ભર્યા ।૬૨।
સ્વપ્ને પણ સ્પર્શી શકયા નહીં પરમ કુશલ એહવા ।
સર્વ સમય સર્વ કાર્યે સર્વદા સાવધાન તે તેહવા ।૬૩।
એ મહારા રક્ષક અને પક્ષક તે મારા એહ છે ।
સાધન બલ સર્વદા મારે એ નિઃસંદેહ છે ।૬૩।
કે વલી કહેવા જે અતિ વિશ્વાસી વિશ્વાસ પાત્ર શિરોમણી ।
ગંભીર નીપુણ સુશીલમતી વચન અતી પ્રબલ મનના ધણી ।૬૪।
મહા ધૈર્યવાન અતિશે શુભ સૌજન્યતાની રાસ એ
શોભા નીધીનું સિંધુ પરમ દયાલુ મન વિસાલ એ ।૬૫।
વચન મુસકાતા મૃદુલ અતિ મધુર માધવી પ્રિય ઘણું ।
અમીય નિરૂપમ ઉચરે એ કયાંહાં લગી કહુ એહ તણું ।૫૬૬।

ક્ષમાવંત ને અતિ આચારી સદાચાર પ્રવર્તક ।
પરમ પવિત્ર અતિ અમલ આત્મક અખિલ દોષ નિવર્તક ।૫૬૭।

નિર જગતના સર્વ પદારથની મલીનતા દુર કરીયને ।
અતીસે તે નિર્મલ કરે છે જેમ આપ સંગ ફરી ફરીયને ।૬૮।

અને તે નીરના મહામહેદ એ નિર્મલ કરણ નિઃસાધન રૂપ ।
એહોની પદરેણુ મારે સાધન ને વલી ફલ અનુપ ।૬૯।

જેહોને નિઃસાધન ફલાત્મા પ્રભુ તે ફલ ફલે ફલ્યા ।
પોતેથી રસભર ભરી અતી રસ રસીક રસમાંહાં ઢલ્યા ।૭૦।

આ ૧૧ કલીએ એ મહેદના શીલ કહ્યા એવા નિઃસાધન પ્રભુ સકલ ફલે ફલ્યા છે. તે તે નિઃસાધન નિરહેતુકતાનુ રૂપ કહીએ છીએ.

હવે નિઃસાધતાનો વિચાર તે કહું છું એહ ।
એ પદારથમાં વસ્તુનું કહેવું સ્વરૂપ છે તેહ ।૭૧।

જેહનું ફલ એ સ્વરૂપ તે નિસાધનતા કહેવી ।
એ કાંઈ કરીએ નહીં ને એ ફલ હોએ તેટલી ।૭૨।

એતો કાંઈ સંભવે નહીં વણ કીધે હાડ વિંધ્યા વિના ।
ફલ સપન્ન કેમ હોએ સાધન કોઇ કીધા વિના ।૭૩।

ત્યાંહાં કહું છું કરીયને સહુનું કર્યા સરખી અવસ્થા રહે ।
એણીભાંતે કરીય તે સાધન સ્નેહ મારગી તે લહે ।૭૪।

નિઃસાધન બુધ્ધિ સહુ સહેજ છુટી જાય તે નિઃસાધન ।
અને જાણીને કરીએ કે જાણીને છોડીએ તે સાધન ।૭૫।

ઉતમોતમ ભગવદીને ચાર વર્ણ ચાર આશ્રમના ।
કાર્ય કરણ કહયા છે તે સહુ થાએ સહેજે વર્ણાશ્રમના ।૭૬।

અને કર્યા સરખુ તે નિઃસાધન એહવા ભગવદી કહે કોએ ।
એ પણ વૈશ્નવ ધર્મ છે એથી સ્વરૂપ પ્રાપ્ત કેમ હોએ ।૭૭।

સ્વરૂપ વિષયક કૃત્ય કરે તે કેવલ અંગ ઉપયોગના ।
એથી સ્વરૂપ રસ પામીએ જો હોએ પ્રભુ ભોગના ।૭૮।

એ પણ જો સહેતુકતાએ કરે તો તેહને ।
સહેતુકતાના પદારથનું તે સાધન એહને ।૭૯।

એથી સહેતુક પદારથના સાધનનું ફલ હોએ ।
પણ નિરહેતુક નિઃસાધનતાના પદારથનું ફલ ન હોએ ।૮૦।

શામાટે ? જે સહેતુક નિઃસાધન પદારથનું સાધન ન હોએ ।
નિઃસાધન પદાર્થનુ સાધન નિરહેતુક હોએ ।૫૮૧।

હવે સહેતુકતાએ જે એક જગતે ભલુ પમાડવા ।
કરે છે તેણે અર્થ સહુ એ લોકમાંહાં દેખાડવા ।૫૮૨।

જે સુકૃત્ય પ્રભુ વિષઈક કરીએ તો લોક સહુ ભલુ કહે ।
વિક્ષાત અર્થે સહેતુક થયું તેમ એહવું મનમાં લહે ।૮૩।

અને એક કરે ને મનસું ઇચ્છે જે પ્રભુજીને મારૂં કૃત્ય ।
જ્ઞાપન હોએ અને જાણે એહવી જેની મનવૃત ।૮૪।

એ પણ સહેતુકતા માંહાં એહ ભલુ સહુ ।
અને એક પ્રભુને પ્રસન્ન થાવાની તે ભાવે કરે બહુ ।૮૫।

આવું ભલું કૃત્ય કરૂં તો પ્રભુ પ્રસન્ન હોય એહથી ।
તો એક એ અપેક્ષા થઈ વલી ત્યાં તેહથી ।૮૬।

વલી એક તદ્દ વિષે સુખ સંતોષ રૂપી ફલ હોએ ।
ત્યારે એ મધ્યે પણ સહેતુકતા થઈ કહે એહ શ્રુતી કોહે ।૮૭।

સુકૃત્યનો સંતોષ એ પણ ફલ છે સાધન તણુ ।
જયારે સંતોષ રૂપી ફલ હવું તે ન હોએ નિરહેતુકપણુ ।૮૮।

માટે એણે પ્રકારે કરવુ જે એણે પ્રભુ પ્રસન્ન કાંઇ થાએ છે ।
એ કૃત સા લેખામાં છે તે સાધનમાં લેખાય છે ।૯૦।

પ્રભુ પ્રસન્ન સ્વતઃ થકી એહોની ઇચ્છાએ થશે ।
મેં મારે મારૂં કર્તવ્ય કરવું તે કરૂં એમ વસે ।૯૧।

એ નિઃસાધન બાકી સર્વ સહુ સહેતુક કૃત્ય જાણવા ।
ને જે સહેતુક તેહ સર્વે વાંછીત ફલ ચિત આણવા ।૯૨।

તે ફલના તે સાધન પણ એ નિસાધન સાધન ન હોએ ।
તે જો જે કારણે જે જે કૃત્ય કરે તે તે કારણ સાધન હોએ ।૯૩।

એ સર્વના ભિન્ન ફલ છે એહવા સુખ પણ ભિન્ન ભિન્ન છે ।
માટે જયાંહાં લગી તે ફલ અપેક્ષા ને સુખ અપેક્ષા મન છે ।૯૪।

તે સર્વ સહેતુક તેથીજ હેતુક જે પદારથ ।
તેહનું ફલ ઈચ્છુ જે હોએ તે સુખ હોએ એ સ્વારથ ।૯૫।

સોપાધીકે શ્રીઅંગે સંતોપન હોએ માટે નિરહેત કરવું. ત્યાંહાં મેહનું અને હવાનું દ્રષ્ટાંત તે

સર્વ સોપાધીક કર્તમ ભાવ એ એણે ભાવે ભરી ।
શ્રીઅંગને સંતોષ પોષણનો એ જયાં જયાં ચીત ધરી ।૯૬।

સંતોષ પોષણ તે નિરૂપાધી સહેજ ભાવ કૃત્ય હોએ ।
જેમ કણની કોઠીને નિકટ કોટી ઘડા જલ ઢોલીએ ।૫૯૭।

પણ હવા ત્યાંહાં પોહોંચે નહીં અને ચાર બુંદને મેહને ।
હવા પોહોંચે તેમ પ્રભુ સંતુષ્ટ કીધો સ્નેહને ।૫૯૮।
અહેતુક અવસ્થાએ કરે તે
નિ:સાધનનું સાધન એણે અભિપ્રાએ જે આચરે ।૯૯।
તે સર્વ સ્વત: થકી ની:સાધનત્વે કરે તે નિસાધનનું સાધન ।
એ અવસ્થા વિણ એકાંત ફલ દુરાપાસ છે ધરવું મન ।૬૦૦।
એ મારગનું રૂપ એ મારગ તે તાપાત્મક દુ:ખ પરીવસાઇ છે સહી ।
માટે તે નિ:સાધન અવસ્થાએ કરી પ્રસન્ન હોએ અહીં ।૧।
એહ હું કરૂં છું એ પુરૂષાર્થ જ્યાંહાં મનમાંહાં લહે ।
ત્યાંહાં લગી સાધન જાણવું નિ:સાધન કો કેમ તે કહે ।૨।
કરે કૃત્ય કારણ વિના નવ માને પુરૂષાર્થ કરી ।
તે નિ:સાધન કહું છું જણાવાને ફરી ફરી ।૩।
સ્નેહભર વાત્સલ્યભર દ્રષ્ટાંત દેહાંતે અહીં ।
પ્રાણાંત લગી સેવા કરે ને સેવા કરી માને નહીં ।૪।
સ્નેહને લક્ષે સહેજથી કરે સહુ આરત મન ।
પણ એમ ન જાણે જે એહથી એમ હસે એ નિ:સાધન ।૫।
એ દશાનું રૂપ વચારવત એ વાણીએ કહેવાય નહીં ।
વચારનો અનુભવ સર્વથા એ દેહ રૂપે લેવાય નહીં ।૬।
અને દેખીએ પણ નહીં એ વસ્તુનું સ્વરૂપ છે એહવું ।
તેહના સમયનું કરૂં સુચન બુદ્ધે લહુ કાંઈ તેહવું ।૭।
નિ:સાધન દશાના સમયનું સુચન સોહાગે ભરી કહું ।
તે અતીસય ભાગ્ય ભરનો એ સમે લહું ।૮।
જે અનુભવી એ સોહાગે ભરીયા તેહોના ઉરમાં રમે ।
તેણે કેમ અને કોણ પ્રકારે કયારે જયારે મહાભાગ્ય સમે ।૯।
ફલોન્મુખ પરીપકવ દશા આનંદભર મનને ગમે
તે મહાભાગ્ય ઉદયના ફલ સમય તણી જેહ ।
પરીપકવ અતીસય ફલ દસા જે એકા દશા તણો તેહ ।૧૦।
મહાભાગ્ય ઉદય થકી તે અનેક ભાવતા ભાવસું ।
હૃદય રસના સમુદ્રથી અનીવર્ત રસના ચાવસું ।૧૧।
થાએ છે ઉછલીત મનોરથ જેમ ચંદ્રોદયથી જલનીધી ।
ઉછલીત થઇને પોતામાં નથી સમાતો ઉદધી ।૧૨।
તેમ રસસાગર ઉછલીત થઈને રહે છે ફેલીયને ।
તેણે રસે ભાગ્યે તે ભરી રહયો છે તે છેલીયને ।૬૧૩।

નિસાધનની દશા તણો તે સમય સાંપ્રત્ય છે એહ ।
એ સમયને નિ:સાધનતાની દશા કહીએ છે તેહ ।૬૧૪।

એહવી દશાનો સમય જ્યારે સર્વાત્મભાવે આવે મન ।
સર્વ ત્યાગાદી સાધનાશ્રય સાધન રહીત નિસાધન ।૧૫।

સર્વાત્મ ભાવનું ને રસનું રૂપ જેણે ઉભય ભોગ સાધ્ય છે
અને સર્વાત્મના ભાવ કાંઈ સાધન ન હોએ એ કેવલ ફલાત્મક રૂપ
લીલા મધ્યપાતી શુધ્ધ રસનું સ્વરૂપ એહ છે મહા અનુપ ।૧૬।

રસ કહેતા જે પરમ પુષ્ટ પુષ્ટ રસરૂપ જેકો ભકત છે ।
એહવા ભકતના ભાવનું નામ તે રસમાં અનુરકત છે ।૧૭।

રસ તે કહીએ એહને જે પ્રભુનું અભીરામ છે ।
જે રસે પ્રભુ આસકત થઇ રસાધીન આઠો જામ છે ।૧૮।

એહનો સાધનત્વે આશ્રય કરે ત્યારે તો તેહ ।
તેહજ સહુ સાધન માટે નિસાધનત્વે કરવું એહ ।૧૯।

એહ દશાને નિ:સાધન રૂપ દશા કહીએ છીએ સદા ।
એહવા નિ:સાધન પાત્ર નિ:સાધન ફલ એ સર્વદા ।૨૦।

અને પરમ ફલ પરીવસાઇને એ નિ:સાધન રૂપ સાધને કરી ।
પોતાનો અને પ્રિયનો ઉભય યોગ સાધે હીત ભરી ।૨૧।

રસમાર્ગે એ પદારથ તે ઉભયતા છે પણ એહ ।
એ દશા અતિ દુર્લભ મહા દુરાપાસ સર્વોપર તેહ ।૨૨।

સર્વોપરતર શીખર નીશાધન દશા તેહનું ફલ ।
શ્રી વિઠ્ઠલેશ કુમાર શ્રી વલ્લભજી છે નીત્ય એ અવીચલ ।૨૩।

અને એ પ્રભુ જ્યાંહાં પોતાની ઢલની ઢલે ત્યાંહાં એ સહુ દશા ।
સંપન્ન થાએ તે નિ:સાધન ફલ દશા વિસે વિસા ।૨૪।

એ ઢલણી ઉભયતાએ ઉભય નિ:સાધન સિદ્ધ થાએ ।
ને એક પાસનું ભાગ્ય ને એક પાસ કૃપા હોએ ।૨૫।

ત્યારે ત્યાંહાં રસ સિદ્ધ થાએ એહવી ઢલણી ભક્તની મહાપ્રભુ ઈચ્છે સદા ।
સંપન્ન થાએ તેહ સમય નિ સાધન ફલ માને તદા ।૨૬।

એ એક પાસનું ભાગ્ય ને એક પાસની તે કૃપા હોએ જ્યાંહાં ।
કૃપા ભાગ્ય ઉભય હોએ રસ સીદ્ધ હોએ છે ત્યાંહાં ।૨૭।

એ ૫૫ કલીએ નિ:સાધન દશા કહી. હવે એહવી દશાને ભાવે વિભુષીત
એ મહા મહેદની દશાના વલી લક્ષણ કહીએ છીએ.

એ દશાને ભાવે વિભુષીત એ ભક્ત-રાજ શિરોમણી ।
આગલ કહું તે અભીનવી એહોની દશા સોહામણી ।૬૨૮।

જેહનું સંગ સ્પર્શ આલાપ અભિલાખા તણું ।
સમાનતાને પદારથ કોઉ છે નહીં અણું ।૬૨૯।

એ જગતના હીતને તે અર્થે સુર મહા હીત રૂપ છે ।
એહોની કૃપા ઉપકાર કરવાને તે પરમ અનુપ છે ।૩૦।

તે કમર બાંધીને અતિ તત્પર રહે છે ક્ષણું ।
અને પ્રભુજીની કૃપાનું તે કારણમઈ કારણ ઘણું ।૩૧।

એહોનો જસ તે અતિ વિદીત એકાંત ને અંતરંગનો ।
તે વિસ્તરે છે વિશ્વમાં જે પ્રભુ ને એહના સંગનો ।૩૧।

વલી કહું કામ દુગ્ધા કલ્પતરૂ ચીંતામણી જે નામ છે ।
સર્વદા તેહના કામ પુરક પ્રભુ પુરણ કામ છે ।૩૨।

એહવા પ્રભુની કામનાના પુરણ કરણ સામર્થ છે ।
પ્રાણ પ્રભુને પ્રતિક્ષણ વાછીંતા પુરક અર્થ છે ।૩૩।

જે પ્રભુજીએ સાક્ષાત પોતેથી પ્રગટ થઇને ।
સાવધાને અર્થ પોતા તણે અર્થે લઈને ।૩૪।

પ્રેમે કરી કરૂણા ભરી અતિસે કૃપાએ રસભર્યા ।
અંગ અંગ ઉપયોગ કરવા અંગવદ અંગીકર્યા ।૩૫।

સાધુનુ રૂપ પરમ સાધ્યુ જે પોતેથી ઉપકાર કરે તે સર્વનો ।
પરનો તે રંચી છે નહીં અને ત્યાગ અહર્નિસે ગર્વનો ।૩૬।

અલ્પ સેવા સબંધીને વિનય કરે તે ઘણું ઘણું ।
આપુ કાંઇ ઇચ્છે નહીં એ સદા સહેજ છે એહો તણું ।૩૭।

અતિ અંતરંગ સેવાએ અને બાહાજ્ય સેવાએ પ્રપન્નતા ।
પ્રભુની રૂચીનો પ્રસંગ લખીએ છીએ ।૩૮।

શ્રીમહા પ્રભુજીને ઘેર અનેક પ્રકારે બહુ ભાંતની ।
અનેક સેવાએ પ્રગટ પણ એહોને તે એકાંતની ।૩૯।

સાક્ષાત અંગ ઉપયોગણી સેવારતી સેવા પર ।
જેહોની સેવા પ્રભુ પરીવસાઈ અતીસે તે સંતોષીતકર ।૪૦

સેવાએ સોભાગ્યવંતી નાયકા અહરનીસે મોદથી ।
એહો પાસ એણે અર્થે અનુકુલ રહે છે તે પ્રમોદથી ।૪૧।

પ્રાણપ્રિય ઉપયોગને આવીને અહીં અનુસરી ।
અતિ આદરસું એહોને અપનાવીયા તાંનીકરી ।૪૨।

એવી અને મનભાવતી અતી એકાંતી અંતરંગ જે ।
તે જનીત સેવા માંહાં સુદ્રઢ ભાવે કુશલ અતી મનરંગ તે ।૬૪૩।

ચતુરાઇસું સાવધાન એહોના મન પ્રતિક્ષણ રહે ।
અહોરાત્ર અષ્ટ પ્રહર તે સોચી સોચી ઉમહે ।૬૪૪।

એહો સોચે અતિ સોચવંત તે એહ વિચારતા અહર્નિસ રહે ।
સેવાનાજ વિચાર પર થઇ બીજુ કાંઈ નવ લહે ।૪૫।

સેવા રસે અનુરક્તથી સેવાજ જોતા રહે અહીં ।
સેવા વિના એહોને તે એક રંચ જાએ રહ્યું નહીં ।૪૬।

એહોનું મન સેવા માંહ્યાંથી વિરમે નહી એક ક્ષણું ।
તે સર્વ સેવા સમુલ એહોથી રહે નહીં અલગી અણું ।૪૭।

અને એહોનેજ એ હાથ આવે એથી અનેક પ્રકારની ।
બહુ બહુ ભાંતની ઘણી ઘણી સેવા સ્વરૂપાનુંસારની ।૪૮।

મનને મનોરથ રસ સહીત ને પરમ અભીલાખાએ ભરી ।
જે સમય જે ઉપયોગની તે થઈ આવે રસ ભરી ।૪૯।

તે તે સમયની નવીન પ્રીત્ય પ્રકાર નૌતન અભિનવી ।
મનની ઉકતે ભાવની તેહવી સેવા નિત્ય નવી ।૫૦।

પ્રિયના સુખ સૌકર્યની શ્રીઅંગને ઉપયોગણી ।
ખાંતે કરીને સત્વરતાસું સેવા પરમ સોહામણી ।૫૧।

તે પ્રેમાતર જ્ઞાને કરી જે કોએથી થાય નહીં ।
તે તે સેવા સંપુર્ણ પોતે કરે છે પોતે અહીં ।૫૨।

જે સેવા કોથી થાય નહીં તે પુર્ણ સેવા એ કરે ।
અને એ સેવાકૃત એહોની કીધી સામગ્રી અંગી કરે ।૫૩।

સેવા વલી અને કૃત્ય એહોની કીધી જે પ્રેમે કરી ।
તે એહો દ્વારા ઉપયોગ આવે છે પરમ ઉલટ ભરી ।૫૪।

અને એહ સેવા ઉપરે વ્હાલો પ્રસન્ન સદા ઘણું ।
જેહોની સેવા જોઇ પ્રિય ઇચ્છે છે સેવાપણું ।૫૫।

એહ સોચે સોચતા મલોચતા રહે છે અહીં ।
પણ પ્રતિ ઉપકાર એ સેવાનો આધ્ય પ્રાંત છે નહીં ।૫૬।

એહવા એ નિજદાસ અતિસે નિપુણ સ્નેહ ભર રહે ।
વાત્સલ્યે કરી પ્રિયની તે રીતી ભાવેણ રૂચી લહે ।૫૭।

તે પ્રભુની રૂચી જોઇને ઈચ્છાએ તે અનુસરે ।
પ્રભુની રૂચી રૂપી આધર પ્રત્યે પ્રભુનુ ચીત હરે ।૫૮।

તે તે કરી જે જે કરે તે તે પ્રભુને સહુ ગમે ।
ને પ્રમુદીત થઈ માની લે રૂચીસું રૂચે સઘલે સમે ।૬૫૯।

એહોને વતે જેહવી પ્રભુની રૂચી હોએ થઇ આવે તેહવું ।
પ્રભુજીનું ગમતું કરે જે સુખદ સોહાય જેહવું ।૬૬૦

શામાટે જે એહનુ મનબુધ્ધી ચીત તે સહુ સમે સમે ।
।૬૬૧

એણે એ ભાવે સર્વદા સેવા તણી ચાલ ફલે ।
તેણે કરીને જાવદીક વલી બીજી બહુ સેવા કરે ।૬૬૨

બાર માસે ને છ રૂતુ શીત ઉષ્ણ વર્ષાને સમે ।
સમયાનુંરૂપ જે સમય સરખુ જે સમે જે જે ગમે ।૬૬૩

રૂતુ ભેદે જેહવી રૂતુ તેહવાનો વિચાર કરીયને ।
શ્રીઅંગ ઉપયોગી જોઇએ તે ચીતમાં ધરીયને ।૬૬૪

તે તે મનોરથની અભિલાખાએ પ્રિયની રૂચીમાંહાં ।
રૂચતા પદારથ સાજ સામગ્રી સહુ વાગા ત્યાંહાં ।૬૬૫

ને સુગંધ દ્રવ્ય આદિદેઇ જાવદીક કારજ તે સહુ ।
બહુ ભાંતના કોડે ભર્યા મનની રલીએ કરે બહુ ।૬૬૬

ઇચ્છાએ સ્વતઃ આગલ આગલથી સ્નેહે કરી ।
પ્રિયને શ્રીઅંગ સુખદ સોહાએ તાં વાત્સલ્ય ભરી ।૬૬૭

તે તે સિધ્ધ કરી કરી રાખે છે પછે તે તે સમે ।
હીતભરે ઉપયોગ આવે એહોની સેવા કૃત્ય ગમે ।૬૬૮

આચરણ ગુણ અને ધર્મ સર્વ પ્રભુની રૂચીકર ઘણું ।
એહવા સુખદાયક એ સેવક એહોને સુખ સેવા તણું ।૬૬૯

જેમ જેમ એહોની સામગ્રી ઉપયોગ આવે પ્રિયને ।
તેમ તેમ ઉછાહા આનંદ ઉપજે રહે ઉર હુલસીયને ।૭૦૦

સ્વરૂપને અભિલાષીત રસ તે રસ તણા એ કોષ છે ।
શ્રી પ્રભુજીનું ગમતુ કરે એહોને કરે સંતોષ છે ।૭૦૧

એહોનું કર્યું સર્વાત્મના એ સર્વ પ્રભુજીને ગમે ।
વિશ્વ સુખદાયક પ્રભુને સુખાવહ સઘલે સમે ।૭૦૨

એ ચોવીસ કલીએ સેવા વિષે એહોની પ્રપન્નતા કહી. હવે એહોના પ્રિય ઉપયોગી સુખાવહ કહીએ છીએ.

જ્યાંહાં પ્રભુના શ્રમનું યત્ન પણ સુખના ધર્મ પોતે પ્રિય સુખેથી મહાસુખી ।
પ્રિયને હરખે હરખ અતિસે આરતે આરત દુઃખે દુઃખી ।૭૦૩

દુઃખ પદાર્થનું દ્વાર તે સર્વથા દુર કરીયને ।
જ્યાંહાં ત્યાંહાંથી તેહ સમોહ સુખ સંપન્ન કરે રસભરીને ।૬૦૪

અને જાણે જે રખે પ્રિયને શ્રમ ઉપજે કો ભાંત્યથી ।
શ્રમ ઉપજાવાની સાચવણ સાવધાન રહે મન ખાંતથી ।૬૭૫।

એહોની વાત્સલ્ય રસ ભર દ્રષ્ટિ કોમલ જ્યુત કરી ।
તેણે વ્હાલાજીનો શ્રમ જે દ્રષ્ટ પડે છે તે ફરી ફરી ।૭૬।

નિરંતર એ પ્રાણપ્રિયના સુખ તણી ઇચ્છા કરે ।
અહોરાત્ર અનેક મનોરથે આવર્યા આરત જુત ફરે ।૭૭।

અષ્ટ પ્રહર પ્રભુ વિષઇક અનેક પ્રકાર રસે ભર્યા ।
શ્વાસે શ્વાસ નીશ્વાસના પુંજ વ્હાલે ચીણુ કર્યા ।૭૮।

આરતે ને અભિલાખે એ બેહુ એહોના ઉરને વિષે ।
ઉમડી ઉમડીને ભરીભરી ઉફણ્યાજ રહે છે અહનિંસે ।૭૯।

સુખ આપીને સુખ લે અને જે પ્રિયને સુખદાયક ।
જે ઉપર પોતાપણું વારે માનસ વાચક કાયક ।૮૦।

અને તેહોને હાથે વેંચાએ સર્વસ તેહોને સોંપી રહે ।
તે ગુણ ઉપર અમો રૂણી છું એહવા વચન મુખથી કહે ।૮૧।

એહવા ભક્ત વિરલા એ મુને અતિ પ્રાણપ્રિય વ્હાલા ઘણા ।
અગણીત અદભુત અનુપમ વલી ગુણ કહું છું એહો તણા ।૮૨।

આ ૧૦ કલીએ સુખ ઉપયોગી કોમલ દ્રષ્ટિ કહી જ્યાંહાં પ્રભુનો શ્રમજ દ્રષ્ટે પડે છે. હવે આગલ

જે સ્વરૂપ રસના સ્વાદનો અંતરંગ જે સ્વાદ અનુભવે ।
અસાધારણ અનુપમ તે કાંઈ કહું છું હવે ।૮૩।

શ્રી વલ્લભ વિલસીતાતઃ કર્ણ એહવા શુભમતી મંતને ।
તે મહા સુજાણ શીરોમણી જે ઘણા રસે રસવંત એ ।૮૪।

અષ્ટપ્રહર અહોરાત્ર અભીનવ મનોરથે અનુરક્તસું ।
અન્ય વાસનાએ રહીત આનંદીત સદા રસ જુક્તસું ।૮૫।

શ્રીઅંગ માન-સરોવરના એ સહેજ સેવીત હંસ છે ।
સ્વરૂપનીજ પ્રસન્નતા રૂપ મુક્તામાં અવતંસ છે ।૮૬।

તેહના યુગ કમરાલ જે મહાલને જયપી કહીં ।
અન્યત્ર નિરેજ હોએ છે તદેયથી તેહનું મન અહીં ।૮૭।

સરોવર વિના રમેજ નહીં તેમ એહોનુ મન સ્વરૂપથી ।
ઈતરેક રસ સાત્વનાદિ તે રમે નહીં એ રૂપથી ।૬૮૮।

પરંપરા સબંધી પદારથે જે રમે નહીં અને વલી ।
અતિ ઝલકતુ જલહલતુ જોઈ મનની રલી ।૬૮૯।

મહા ઉછલીત સૃંગાર રસે અતિ લલીત લાવણ્યે કરી ।
માધુર્ય કોટીક ધારાએ જે વરસતુ પુરણ ભરી ।૬૯૦।

એહવું શ્રીઅંગ અથાહ ગેહેરૂં સુધા સિંધુ શ્રીઅંગથી ।
સહસ્ત્રા વિધી લાવણ્યે સુધાસિન્ધુ પ્રગટે સંગથી ।૬૯૧।

તે લાવણ્ય જલે એહોતું થાય જીવન સંપન્ન ।
એહવા ભગવદી સ્વરૂપાશકત જે મીનવત જેહોના મન ।૬૯૨।

એહોને એ લાવણ્ય સુધા સિન્ધુને તરંગે કરીયને ।
આનંદ વર્ધન હોએ છે સુખસિન્ધુ પ્રગટે ફરીયને ।૬૯૩।

જેમ જેમ એ રસમાંહાં તરે ઝીલે ને નેત્ર ઝકોલે છે ।
કલ્લોલ ક્રીડન કરે ને મન ભાવ રસમાંહાં રોલ છે ।૬૯૪।

તેમ તેમ મહા તનમય હોએ પ્રફુલ્લીત થાએ છે ઘણું ।
એહ જલ જીવન સદા છે મીન રૂપ મહેદ તણું ।૬૯૫।

એહવું સ્વરૂપ એ ભગવદીનું એહવા લક્ષણે રાજતા ।
વિશ્વને રૂચીકર અતિ સુખદ સર્વોપર જે બિરાજતા ।૬૯૬।

આ ચૌદ કલીએ શ્રીઅંગ માન સરોવરના હંસના મીનના લક્ષણ કહયા. અનેકની જીવની શ્રીઅંગ અવનીના મંડન સારસ આદિ વીહંગમ કહીએ છીએ.

વલી એહતું અતિ સ્વરૂપ હું કહું છું જે એહવું ।
જે અનેક બીજ વતી શ્રીઅંગ રૂપ અવની છે તેહવું ।૬૯૭।

એ અવનીના મહા મંડન સારસ કીર મયુર કરે રાવ એ ।
અખંડ ભકતીવંત પક્ષીરૂપે મહામહેદ મહાનુભાવ જે ।૬૯૮।

અને અંગ અવનીને વીસે કમનીય અતિ રસે રાજતુ ।
સફલ ફલજુત મીશ્ર મધુર મહા મનોહર ભ્રાજતુ ।૬૯૯।

જલકતુ શ્રીમુખ તેહ રૂપ રસાલ વૃક્ષ તે લહલહે ।
જે શ્રીમુખ રૂપી કલ્પવૃક્ષે કીર્તી કુસુમ તે મહમહે ।૭૦૦।

પુષ્ટ પુષ્ટ રસરાસે તે ભર્યું નેત્ર રૂપી સર્વોપર ફલે ।
લલકે છે ત્યાંહાં એ રસતણી અભિલાખ ઇચ્છે પલપલે ।૧।

એક રસ સુધા સિંધુની આશાયે અનીરવચની આશકતથી ।
એક ટકે આદર જયુત અવિલોકે પલ પલકે મલતી નથી ।૨।

જેમ કમલના મકરંદ સાથે મધુપનું બાંધ્યું મન ।
ત્યાંહાં ઉતમ અલી સર્વ સમર્પી રહ્યો લહી જીવન ધન ।૭૦૩।

અરવીંદમાં પેસી અને કરે પાન એ બીહે નહીં ।
મન કમલને સોંપી રહે ને પરાગ પાન તે કરે અહીં ।૭૦૪।

તેહને અવર પુષ્પ ગમે નહીં એ સ્વાદ માંહાં અનુરકત છે ।
તેમ એ મહેદ શ્રીમુખ કમલ મકરંદે અતિ આશકત છે ।૫।

એહ અનુરાગે ભર્યા કરે પાન તૃપ્ત ન હોએ વલી ।
સોંપી રહયા છે પોતાના મનને તે રસમાંહાં ભલી ।૬।

એણે લક્ષણે કરી એહોના પ્રેમ નેમનો લક્ષણ જાણવો ।
એહવા સ્વકીય જન જીવન અમારા એહવો ભાવ ઉરમાં આણવો ।૭।

આ ૧૧ કલીએ મધુપ સ્વાદે અનેક રૂપે શ્રીઅંગલાવણ્યનું પાન કરે છે તે લક્ષણ કહ્યા. હવે એ પદ કમલે વર્યા એ પદાર્થના પ્રકાર કહીએ છીએ.

અને વલી એ વ્રજ મંગલ પ્રભુના પદકમલ અતિ ભ્રાજતા ।
નુતન તરૂ એ મહા મૃદુલ કોમલ સદા નિર્ભય રાજતા ।૮।

પરમ શીતલ ને સુખદ સુવાસ જુત શોભાકર ।
મધુ મતને હોએ શરીર નિર્વાહ એહવા જે એ રસભર ।૯।

સરસ સરસી રૂપ એ પદ કમલ નિત્ય સર્વદા ।
સહુ સમય સાંપ્રત્ય પ્રફુલ્લીત મન છે અતિસે મુદા ।૧૦।

એ પદ કમલમાં ત્રણ પદારથ સુખદ પરમ અનુપ છે ।
આનંદકર ને અતિસે અદભુત નિત્ય સીધ્ર સ્વરૂપ છે ।૧૧।

આમોદ એક બીજો પરાગ ને ત્રીજો મરકંદ મોહતો ।
ત્રણે પદાર્થનો બેસ્યા હું ભાવ કહું કાંઇ સોહતો ।૧૨।

પદ પદમમાં એ પદાર્થ એ કેવલ હીત નિજ સ્વકીયને ।
ઉપયોગ આવે એહવા ને જે સદા પ્રિય છે પ્રિયને ।૧૩।

એ મધ્યે આમોદ તે ત્યાં અનેક સૌરભ રાજતો ।
પ્રથમ મદને હરે તેહવો આમોદ સ્વકીયના કાજનો ।૧૪।

તે પોતાને મહેકતે આમોદે આમોદ અતિ ઉપજાવતો ।
આમોદ છે તે ભક્ત ભોગી ભમર રૂપને ભાવતો ।૧૫।

અને અતિ સુખદ તે પરાગ વર્યો છે તે ભૃંગરૂપ ભક્તને ।
પરમાવિધી કરવા શોભા એતનમાર્ગી જગતને ।૧૬।

અને એ મરકંદ તે ભક્ત મધુપને સર્વરસ વીસ્મારક ।
ભજન આનંદ રસ તે ભજનાનંદ મકરંદ ધારક ।૧૭।

મકરંદ રસનું પાન કરાવવાને કાજ છે જેહ ।
મકરંદ અતિ મોદે ભર્યો તે વિસ્તર્યો કારણ એહ ।૭૧૮।

ત્રણે પદાર્થના ભોકતા એ ભાગ્યવાન તે ભક્ત છે ।
જેહવું વ્રત આચરણ વિરામ સ્થલ એણે આરામે અનુરક્ત છે ।૭૧૯।

એ પ્રભુને ચરણારવિંદે આમોદ આસ્વાદે રતી ।
ભ્રમર ભર રસ અને તે સ્વાદે અહર્નિસ રહે ઉનમત ।૨૦।

વીકસીત અતિ અંબુજાક્ષ રૂપ તે ઘ્રાણાંજુલીએ કરીને ।
એ આમોદનો સૌરભ આઘ્રાણે જીવન સંપન્ન કરે ભરીયને ।૨૧।

એ અને એ પદમ પરાગનો સ્પર્શ તેહજ એહોને ।
સુખદ અતિ સૌભાગ્યવાન અતિસે શોભા કરે છે જેહને ।૨૨।

એહવા રંજીત રાજતા મધુવત તે ભોગીયા ।
અને એ સરોરૂહ મકરંદે ફરી ફરી એહ રસ સંજોગીયા ।૨૩।

મકરંદ રસ ને ખાનપાને સુધાતુર તૃષારતે ભરી ।
આરત્યા અતિ આશકત ચુત એમ રહ્યા છે તે અનુસરી ।૨૪।

ક્ષુધાથી પુરણ થાવાને તે કરે ઉદ્યમ અતિઘણા ।
એ આસ્વાદ સ્વાદ ફરી ફરી વલી ક્ષુધાતુર તે સતગણા ।૨૫।

એ પદકમલ મકરંદ પાને મત મધુપ જેહવા ।
તે ફરી ફરી કરે પાન ભાગ્યવાન નહીં કો એહવા ।૨૬।

અને જે શ્રીવદન ઈન્દુ લાવણ્ય લલીતાનંદ સંદોહ રૂપ એ ।
તે લાવણ્ય લલીત સમુહ વૃંદે ભર્યું પરમ અનુપ જે ।૨૭।

એ ઇંદુ કીરણ કીરણાશક્ત રૂપ ચકોર અતિરસ પાગ્યા ।
એહવા લક્ષાવીધી લક્ષણે ભર્યા મહાભાગ્ય-રાસ સોહાગીયા ।૨૮।

લક્ષણ એ ભગવદીના ગુણ ધર્મ શીલ સુભાવ જે ।
સર્વત્ર સર્વ સંસારમાં વાતે રહ્યા છે ભાવ તે ।૨૯।

પુરાણે જે પ્રસીધ્ધ છે વલી શાસ્ત્રમાં સુણ્યા કહીં ।
પણ પ્રગટ નહીં દીઠા હતા તે સાંપ્રત્ય મેં દીઠા અહીં ।૩૦।

તે જોઈ અનુભવ કરીને મેં કહ્યા છે કાંઈ એક એહ ।
એહોની કરૂણાબલે અને બુધ્ધી અનુસારે તેહ ।૩૧।

એ ૨૪ કલીએ એ મહેદના સત્ય સાંપ્રત્ય અનુભવ સીધ્ધ લક્ષણ કહ્યાનો પ્રકાર કહ્યો । એ સાનીધ્ય નીકટવર્તીથી આરંભીને એ વીસ પ્રસંગ અનેક પ્રકારે કરીને લક્ષણ કહ્યા તે લક્ષણની ફલ સ્તુતિ કહીએ છીએ.

હવે સર્વદા એ લક્ષણનું એકચિત થઇ ચિંતન કરે ।
તેથી તે ભાગ્યવાનના અર્થ સહુ તતક્ષણ સરે ।૩૨।

અને શ્રીજીએ એહોને જે રસ પોતેથી કારણ મઈ ।
આપ્યો છે આપે છે ને વલી આપસે રસવસ થઈ ।૭૩૩।

તે રસ જેકો ચરિત્ર એહનું ગાસે ને ગવરાવસે ।
સાંભળસે તેહને દાન પ્રભુજી કરસે જેમ જે મન ભાવસે ।૧૩૪।

એહવા એ અપરંપાર લક્ષણ અનીરવચની અતિઘણા ।
ગુણ ધર્મ જયુત જગત શિક્ષક અપેક્ષીત એ મોહામણા ।૩૫।

બડભાગી પરમ સોહાગીયા એ મહા ભાગ્યરાસ છે
જે મહેદકુલ ઉદ્દભવ મહેદના મહેદ અતીશય નિજદાસ છે ।૩૬।

એહવે લક્ષણે અવની તલે પ્રભુજી સંગે રાજતા
ભાવનાગણ ભુષણે ભુષીત મોદ સહીત બિરાજતા ।૩૭।

એ છ કલીએ ફલ સ્તુતિ કહી. એહવા એ અપરંપાર લક્ષણયુત મહેદના મહેદ હવે એહવા એ મધ્યે અછુતો રસ અનુભવે છે. એહવું એ પ્રાગટય તે પ્રગટ પ્રયોજનની સુચનીકા કહીએ છીએ.

એહવા એ મધ્યે મધ્ય નાયક અછુતો અનુભવ કરે ।
મર્યાદયુત રસપાત્રનો સ્વાદ લઈ સ્વાદે ભરે ।૩૮।

શ્રી વિઠલેશકુમાર શ્રી વલ્લભવર કારણ કો અભિનવું ।
શ્રી ગોકુલનાથજીનુ સ્વરૂપ પ્રાગટય ભક્ત હીતે તે હવું ।૩૯।

કમનીય કાંતે જલકતું તે કોટી સુખદ શોભા ભર્યું ।
એહવું પ્રાગટય અછુતુ લહલહ્યું એ ભક્તની આરતે થયું ।૪૦।

સમાન ધર્મ સુંદરીઓને વીકસાવવાને અર્થને ।
કરે આરોપણ ઉભયતા નીપુણાઈ સહિત સામર્થ જે ।૪૧।

એ અછુતા પ્રાગટયનો મારગ અછુતો રસ રાજતો ।
અને અછુતો એ દાન ને એ અછુતો રસ રાજતો ।૪૨।

લીલા અછુતી ગુણ અછુતા અછુતે ભાવે ભરી ।
એહવા અછુતા ભાવ એ પાત્ર એ અનુભવ કરે છે પ્રેમે કરી ।૪૩।

એ અછુતા પ્રાગટયના અનુભવના પરીકરને નમન કરીને શ્રી વલ્લભ વરના નિત્ય ચરીત્રનો મહાલીલા રસ કહું છું. ત્યાંહાં લીલાની અગાધતા અને પોતાની અશકયતા કહીએ છીએ

એ રસપાત્ર ને રસ મારગની રેણે નમન કર્યા તણું ।
મારે વિષે એકો કૃત્ય નહીં અને યોગ્યતા પણ નહીં અણું ।૪૪।

એ મહેદના પરીકર પ્રતાપીક દીઠે જે ફરી ફરીયને ।
માટે જયાં એહોની કૃપા તે તૃણ તુલ્ય મનમાં ધરીયને ।૪૫।

તે એહોના પરીકર સાથ સર્વ સમાજને પદ અનુસરી ।
સ્પર્શી અતિ આનંદભર પ્રમુદીત થઈ મોદે ભરી ।૧૪૬।

અગ્રીમ મનોરથ નિરવીઘ્નતાએ સીદ્ધ થાવા અર્થને ।
તે એ ચરણ અંબુજને શીષ ધરૂં શુભ કરણ સહુ સામર્થને ।૪૭।

માથે ધરી દંડવત કરી અને વિચારી એહોનું બલ ।
હવે મહા લીલા અતિ અનુપમ કહું છું તે આગલ ।૪૮।

શ્રી વલ્લભ વરના નિત્ય ચરિત્રનો સર્વોપર રસ ભર્યો ।
એ ઉદ્દાર લીલા કહેવાને ઉદ્દેસ મનમાંહે કર્યો ।૪૯।

પણ એ લીલા નિત્ય-ચરિત્ર અતિ દુરબોધ મહા અગાધ છે ।
અપાર રસ એ લીલા રસની કણીકા કેને ન સાધ્ય છે ।૫૦।

ગુઢ ગોપ્ય પરમ અગોચર અનીરવચની એહવું ।
એ વાણીએ કરી વિસદ થાય નહી બુધ્ધી બલે કો લહે નહીં ।૫૧।

એવી અથાહ એ લીલા એહને મારૂં મન કહેવા કથી ।
અણતર અતી અશકય છે તે પ્રવેશ કરી શકતું નથી ।૫૨।

મન જીવને શીક્ષા કરીને ફરી મહેદની પણ રેણુંને ।
પ્રાર્થનાની આજ્ઞા કરે છે એકાંત સંચીત ભાવની ।૫૩।

પ્રાર્થના કહીએ છે-તે મન કહે છે જીવને જે અરે જીવ સાંભળ આંહાં ।
એ ઉદધી પરમ અગાત્ર રસ કેમ લીજીએ અંજુલી માંહાં ।૫૪।

કીડીને મોહોડે કોળુ કેહી પેર ન શકે ધરી ।
મંસાની ચાંચવત મારૂ મુખ જે તેહ મુખે કરી ।૫૫।

એ લીલા રસ સાગર માંહાંથી તે લેવાસે કેટલું ।
એહનો તું કેમ પાર પામીસ સામર્થ કયાંહાંથી એટલું ।૫૬।

માટે ફરી મહેદ પદની રેણુને વિનતી કરી ।
તેથી તારૂં કાર્ય સીધ્ધ થાસે પ્રાર્થના કરી ફરી ફરી ।૫૭।

હવે એ મહેદ ચરણની રેણુને ઉરમાંહાં ધરૂં ।
ઉરમાં ધરીને વિનવું વિનવી ને વિનતી કરૂં ।૫૮।

એ પ્રાર્થના મારી મન ધરીયને સુણીએ અહીં ।
હું તો પરમ અયોગ્ય છું એ પદારથ જાણું નહીં ।૫૯।

માટે મેં એ ચરિત્ર કહેવા રેણુ ચીંતન તમારી કરીયને ।
।૬૦।

તમ વડેજ યોગ્યતા હોએ આણી હામ કરી ઘણી ।
માટે તમો મુને પોતાનો નીજદાસ જાણી તમ તણી ।૬૧।

પદરેણુનો તે પ્રતાપ કરી એ પ્રથમ મન આણી જેમ ।
આપણી ઓર વિચારીને કીધો છે કરીએ તેમ ।૬૨।

તો મારી રસનાએ રસ આવે એ વિનતી માની લીજીએ ।
તમો પરમ ઉદાર છો ઉપકાર અમને કીજીએ ।૭૬૩।

તમારા એકાંત ભાવ તે સંચીત સમુચય આપીએ ।
દયા આણી હમ વિષે એ રસ નિશ્ચય તે સ્થાપીએ ।૬૪।

ઉપકાર કરીને એ રસ ભાવને વિષે મુને રાખીએ ।
તો મનોરથ મારા પુરણ થાએ અભિલાખીએ ।૬૫।

એટલું હું માગત તમ પાસે તે માગું વલી વલી ।
મનોરથ માહારો પુરણ થયો ને રાજથી થાસે વલી ।૬૬।

મારા મનોરથ સર્વ તે સિધ્ધ થાય જો ચિતમાં ધરો ।
સ્વતઃથી દયા કરી તમે રસ ભરી કરૂણા કરો ।૬૭।

એ અદભુત કાર્યના મેં તમ બળે મનોરથ કર્યો ।
તમ થકી એ સહુ સિધ્ધ થાએ ભરોસો મનમાંહાં ધર્યો ।૬૮।

માટે તમો મારી સહાએ થઇને આશ સહુ પુરણ કરો ।
મારી એ અપેક્ષાથી અધિક કરી દાન રસ વૃષ્ટિ ભરો ।૬૯।

જે એ મહા મંગલ નીધીનું નિત્ય-ચરિત્ર કહેવા મન ધરૂં ।
સિધ્ધ થાએ નિરવિઘ્ને ફરી હું એહવી પ્રાર્થના કરૂં ।૭૦।

જે એહવું તે સર્વતાધીક પ્રભુને તે સહુ કાલે સદા ।
સર્વદા અંગીકૃત ચરિત્ર તે કરે મુદીત થઈ મુદા ।૭૧।

એ રીતે આગલ બીજે માંગલ્યે દાને ઉપજે જે જેહવું ।
નિત્ય પ્રભુના નિત્ય-ચરિત્રનું સ્વરૂપ કહીએ છે એહવું ।૭૨।

પછી પુર્વ-પીઠીકા પ્રાગટયની વૃતાંત લીલા વિસ્તારનું ।
અનુભવ સમાને ભાવ સમ કહીસ તે પ્રાણ આધારનું ।૭૭૩।

ઇતીશ્રી લીલા રસાબ્ધી ક્રીડા કલ્લોલ મહા અદભુત વિચિત્ર રસ બ્યારાના ગોપાલદાસભાઇ વિરંચીત "શ્રી વલ્લભ નિત્ય-ચરિત્ર લીલા વર્ણનુ" માંગલ્ય-૧ પહેલું સમાપ્ત.

શ્રી શ્રી શ્રી ગોકુલેશો જય જયતિ

શ્રી નિત્ય ચરિત્ર

# માંગલ્ય – બીજુ

શ્રી મહારાજ રાજેશ્વર મહાપ્રભુ શ્રી વિઠ્ઠલેશ-કુમાર ।
વ્રજને આનંદ વિવર્ધન વ્રજપતિ વ્રજ-મંડલનો આધાર ।૧।

શ્રી વલ્લભ જગ વલ્લભ જન વલ્લભ વલ્લભાનો અવતંસ ।
વનિતા નયનોત્સવ જાવત આભરણ માનીની માનસર હંસ ।૨।

અખીલ કામ પુરક નિત્યકામી કોટીકામ અભિરામ ।
કામાસન કામેરતિ એહ ને રૂપે કામનું ધામ ।૩।

મનમથ ઉદય કરણ અભિરામી મીનકેત મદ હરણ ।
કામ કૌતીક કુશલ કામવશ કામ જેહને શરણ ।૪।

સત્યા-સત્ય ને સત્વે પરાક્રમી ક્રીડા વિલાસનો કર્તા ।
વ્રજ વનિતા જનનો જીવન એ વ્હાલો સકલ રસ ભરતા ।૫।

માનીનીયોના માનને મુકાવતી અંગ પ્રતિઅંગની ઓભા ।
એહવી શોભાએ રાજ રાજે કયાંહાં લગી કહુ તે શોભા ।૬।

એહવા પ્રાણ વલ્લભને પ્રારથી એ નિત્ય-ચરિત્રનું સ્વરૂપ ।
કહું છે જેહ નિત્ય-ચરિત્ર તે કહીસ પરમ અનુપ ।૭।

સૃંગાર સાર સર્વસ્વ રસના તે સાર તણું જે સાર ।
તે રૂપી દધી સાગર એ સાગર માહા અનુભવ જે અપાર ।૮।

તે રૂપી દધી અનુભવ શુધ્ધ દધીથી પ્રગટીત નવનીત જેહ ।
તે નવનીત રૂપ નવલ નિત્ય-ચરિત્ર એ કેવલ ભાવનુ રૂપ એહ ।૯।

અનુભવૈક પદારથ ચારૂ વિચિત્ર અતિ રસ ભરણ ।
મહા અદભુત એહવુ ચરિત્ર તે ચિતના ચિતનું હરણ ।૧૦।

જે રસની કણીકામાં મર્જને મન નીમગ્ન જે થાય ।
તે વિવસ થકુ એ પાર ન પાવે અનુભવ તે કહું અથાહ ।૧૧।

એ કહેવા સામર્થ કેહેનુ કહેતા ન આવે પાર ।
પણ કહેવાયે તે હું કહું છું મારી બુદ્ધિ અનુસાર ।૧૨।

એ પરમ રસીકવર મહાનાયક શ્રી વલ્લભ પ્રિય રસીક ।
સદા સર્વદા લીલાત્મક સ્વરૂપ અને જેહોની જાવદીક ।૧૩।

લીલા ને ચરિત્ર સર્વ સ્વરૂપાત્મક કેવલ સ્વરૂપ સોહાય ।
તે સર્વનો સાર સર્વોપર ચરિત્ર એ પુષ્ટનું પુષ્ટ રસમય ।૧૩।

એ નિત્ય સ્વરૂપનું નિત્ય-ચરિત્ર નિત્યનું એ તો અનુભવ નિત ।
નિત્ય વિહાર નિત્ય નિત્ય નૌતન એ યસ અમીત ।૧૪।

સર્વ સારનું સર્વસ્વ એ છે અતિ ઉદબોધ ઉછલીત ।
તે ઉછલીત રમણીય રસ રાજતુ શ્રી વલ્લભને પ્રિય અતિપ્રીત ।૧૫।

એહવા નિત્ય-ચરિત્રનું પ્રભુએ નિત્ય કર્યો અંગીકાર ।
અંગીકાર કરીને ભકતને ભાગ્યે પ્રેમે કર્યો છે પ્રચાર ।૧૬।

તે પ્રગટ કરી અનુભવ કરવા આસ્વાદે સુધાનંદ પાન ।
પાન કરાવીને પ્રમુદીત થઇ કર્યું એ મહા રસદાન ।૧૭।

તે નિત્ય-ચરિત્ર નિમિત અનેક ધર્મ કર્મ આદિ વિચારી ।
પુષ્ટિ મર્યાદા આહનીકે કે મિશ્રીત સેવારસ અનુસારી ।૧૮।

સેવા અનુસારીણી લીલાએ ઉકત પરમ પવિત્ર ।
અતિ રસાત્મક રસરૂપ મહાશુભ વિચિત્ર યહ ચરિત્ર ।૧૯।

આનંદ સંદોહ અગણીતાનંદ મય પરમ રૂચીર અતિ મિષ્ટ ।
સુમધુર મહા માધુર્યનું માધુર્ય રસે ઉનમત ઉત્કૃષ્ટ ।૨૦।

પરમ મનોહર અતિ વિનોદય વિશ્વ મોહક એ અવ્યકત ।
સુખદ પરમ શીતલ નિત્યે નવ નવ રસદાયક અનુરકત ।૨૧।

રસભર રસનીધી ઓઘ ઉપજાવતુ ચારૂ ચિતહર જેહ ।
પરમ નિરોધ રૂપ સર્વાંગ નિરોધ બોધક એહ ।૨૨।

જેહને સહેજ દેખતા માત્ર તે સર્વ અંગ નિરોધાય ।
એહવુ એ નિત્ય-ચરિત્ર ભકતને લોચનાનંદ સુખદાઇ ।૨૩।

નેન અભિરામ પરમ અલૌકીક કૃત્ય આચરે ।
તે લોકવતે લોકકૃત્ય એ સુખાવહ લીલા ચરિત્ર પ્રભુ કરેઅ ।૨૪।

જે પરમ ફલનું ફલ ફલાત્મક ફલરૂપ અતિશય અનુપ ।
ભકતોધ્ધાર ચરિત્ર તેહને ગાતા સુણતા સુખરૂપ ।૨૫।

મન સ્વરૂપ રસે પુરણ થઈ અને ઉફણે છે અહોરાત્ર ।
અસમાતો રસ આવે ઉઝલી એ સમાય નહીં તે પાત્ર ।૨૬।

શ્રવણાદી સર્વાંગે અતિ રસ ભાવ ઉદબોધક થઇ ।
અનુભવીને તે વીરહ ઉરયુત આતુર ફરી સુખમઇ ।૨૭।

અતિ આનંદ મોદ પ્રમોદ ને વાધે પુર જેને જોઇ ।
એહવું એ નિત્ય-ચરિત્ર પવિત્ર અનુભવે સ્વકીય સહુ કોઈ ।૨૮।

વલી કેવું જે પરમ આશ્ચર્યત નિવારક સંદેહ
અનુભવ સહિત જગતને રૂચીકર ઉપજે સર્વાત્મક સ્નેહ ।૩૦।

સર્વાત્મ ભાવે એક ચિત થઈ મન દઇ મનમાં આણે ।
સ્થિર બુધ્ધે સાવધાનપણે ગુણ લીલા રૂપ રસ જાણે ।૩૧।

ભાવ સહિત વાંચતા સાંભલતા ગાતા રૂચી ઉપજાવે ।
એ લીલા રસપાનનો અનુભવ થાય નિત્ય મનભાવે ।૩૨।

તે ચરિત્ર એણે સ્થલે શ્રી ગોકુલ ગોવર્ધન અનુરકત ।
અતિ સૌભાગ્ય શીરોમણી શિખર જે ભકત ।૩૩।

તે ભકતસું લીલા ચરિત્ર કરે છે તે ઉપવીતા નંતરથીય ।
આરંભીને સંપુર્ણ પ્રાગટય દશાની લીલાનીય ।૩૪।

સુચનીકાએ સહીત ચરિત્ર દિવસનું જેહ ।
કહીસ તે મહા અગોચર ચરિત્ર જે પરમ અગાધ છે તેહ ।૩૫।

તે મારા અંતઃ કરણમાં અભ્યંતર રૂડી રીતે ।
તે કહીસ જેહ ને માહાત્મ્ય જે સર્વને ગોચર છે જે નીતે ।૩૬।

તે બાર માસ છ ઋતુ ત્રણ સમયના સુખ અનુભવ સહિત ।
કહીસ અને તે વલી મહેદના કૃત્ય ચરિત્ર વિહીત ।૩૭।

તે પરમ સુંદર અતિ શોભા સુદેશ તે ચરિત્ર સંયુકત કહીસ ।
અને પ્રથમ રયણીય રસાગમે ગવીંત ગોપનીય ગુઢ જે કહીસ ।૩૮।

તે રજની મુખ્ય રસ વૃધ્યો રસભર સમે મનમાં ગ્રહીસ ।
એવો મહારસીક સમય સમી સંધ્યાથી આરંભીને કહીસ ।૩૯।

રસમય મંગલ નીધી મહાપ્રભુજી રજની ચરિત્ર કરીને ।
દીવા ચરિત્ર કરે તે દીવાનુ ચરિત્ર કરી ફરીને ।૪૦।

રજની ચરીત્ર કરે ત્યાંહાં પર્યંત લીલા કરે છે તેહ ।
તે ચરીત્ર એ પાંચમાં તરંગમાં કહીસ કાંઇ એક એહ ।૪૧।

એહવું નિત્ય ચરીત્રનું સ્વરૂપ તે કહ્યું કાંઇ કરી વિવેક ।
એણે પ્રકારે એ પ્રાણ પ્રભુજીના પ્રથમ વૈશ્નવ જે અનેક ।૪૨।

તેહ ને અનેક રૂચીર રચનાસું લીલાના વર્ણન કર્યા ।
તેમાંહાં તેર તો ઉત્તમ ભગવદીએ મહા રસભર્યા ।૪૩।

એ રસના અનુભવી અનુરકત સ્વરૂપ નૈષ્ઠિક સાર ।
મહા બડભાગી ભાવભર તેહના કર્યા પ્રસિધ્ધ પ્રકાર ।૪૪।

ઉતમોતમ મહા ભાગ્યરાસના એવા મહા રસભર્યા ।
રસનાએ કરીને તે ભરી અતિ અનુભવ ઉર મે ધર્યા ।૪૫।

તેહના નામ મારી રસનાને કૃત્ય કૃત્ય કરવા નેહ ।
અને મારા સુખ મંડનને અર્થે કહું છું એહ ।૪૬।

ત્યાંહાં પ્રથમ તો પરમ નેષ્ટિક માવજીભાઇ પરમ હુલ્લાસી ।
વધીની સોરઠના તે સિહોરા ઉદીચે વલહેના વાસી ।૪૭।

તેહાએ નિત્ય ચરિત્ર એક તે આઠ શોભને કર્યું ।
કેવલ સ્વરૂપ આકર્ષણ રસભર પ્રગટ કર્યું રસભર્યું ।૪૮।

અને પછી બીજું ચરિત્ર તે જ્ઞાત ગુજ્જર નિરવિધ્ધ ।
જેણે પ્રાંતીજ ગામ ગુણાલય કીધું પરમ પ્રસિધ્ધ ।૪૯।

રૂપાબાઇ અભિધાન તે નિત્યે પરમ સોહાગ સ્વરૂપ ।
અવિચલ સોહાગી જેહનું ભાગ્ય અનુપ ।૫૦।

ભાગ્યાગ્રણી રિધ્ધ એ સમૃધ્ધ જે પ્રબલ ભાવના પુરા ।
જે સદા પ્રેમાસકત વ્યસન રસે વીલસ્યા સ્નેહભરે મહાસુર ।૫૧।

સ્વરૂપાત્મક અને સ્વરૂપ સંવલિત રહયા સ્વરૂપ રસે પાગી ।
જીવન સંપન સ્વરૂપ જેહને એવા મહા બડભાગી ।૫૨।

સ્વરૂપે સ્થિતિ સ્વરૂપ રસ ભોગી પ્રિય ઉપયોગી અંગ ।
વિપ્રયોગ જેણે અણું સહયો નહીં ગમન કર્યું પ્રિય સંગ ।૫૩।

એવા રૂપાબાઇ તેણે નિત્ય ચરિત્ર નવલી પેર ।
એકસો ચોત્રીસ ખાંડણે કરી કીધું ઉલટ લેર ।૫૪।

અને વલી ત્રીજું નિત્ય ચરિત્ર તે રાજનગર સુખરાસી ।
ગુજ્જર શ્યામદાસનો સુપુત્ર ભરૂચનો વાસી ।૫૫।

મોટો વિઠલદાસ અતિ ભાગ્યરાસ મહા બડભાગી ।
મહેદ મોહનભાઇના સંગી સમાન શીલ સખા સોહાગી ।૫૬।

શ્રીઅંગે સદા સુખદ અતિશય સુખ વિચાર પરાયણ ઘણું ।
પ્રભુનો મન સ્વકીયનો હિત કરી કયાંહાં લગી કહું એ તણું ।૫૭।

એહોને પ્રભુસું વિદા થઇને કારજ અર્થ ।
ગયો ત્યાંહાં વિપ્રયોગ અવસ્થામાં ભાવ તણે સામર્થ ।૫૮।

ભાવ વિવસથી અનુભવ ખાંડણા કેરી જાત ।।
દુહે કરીને કર્યું નિત્ય ચરિત્ર તે કહેતા સુખદ દિનરાત ।૫૯।

અને જે મહ ભાગ્યની ભાવના માંહાં ભાગ્ય ભર્યા ।
પ્રાણપ્રભુએ આપ સુખાર્થ રસ સહીત અંગી કર્યા ।૬૦।

જેને પ્રાગટયે સોભાગ્ય ને મહત્વ સંપન્ન થયું છે સિધ્ધ ।
સાચુ થયુ એહવા મહા સૌજન્ય શોભાસિંધુ મહાનિદ્ધ ।૬૧।

પ્રભુજીનું પ્રતિનિધિ સ્વરૂપ અનુપ સ્વરૂપનું ધામ ।
જગત પ્રસિદ્ધ દાદા નારાયણજી એહવું જેહનું શુભ નામ ।૬૨।

એહોના કનિષ્ટ પુત્ર ગોકુલભાઇ પ્રિયના પ્રેમનું પાત્ર ।
અંતરંગ રસ ગુપ્ત ઉભયનો તે કહેવા કેહેનું નહીં ગાત્ર ।૬૩।

એહોએ બે ચરિત્ર કર્યા એક પ્રથમ સાત ધોલે કરી ।
બીજું શ્રી સ્વરૂપાનું ભવોચ્છવ લીલા મધ્યે રસ ભરી ।૬૪।

તે કેવલ નિરાવર્ણ સ્વરૂપ રસ સોહાગનું ધામ ।
એહવો મહારસ પ્રગટ કર્યો છે સ્વકીય તણું અભિરામ ।૬૫।

હવે પ્રભુજીના અંતરંગ જે ગુઢપાત્ર મહાજાણ ।
પરમ ચતુર મહા મહીમાવંત શાએ મહાપ્રભુજી કાણ ।૬૬।

ભાગ્યરાસ હરીદાસ નાથજી પ્રથમ વાસ ભરૂચના ।
એહોએ અનુભવાનંદ ગ્રંથમાં વિચિત્ર કરી છે રચના ।૬૭।

ને ભાવ પુરીત જે ભકત સુખમંજરી ભકતના સુખનું ધામ ।
તેમા વલી નિત્ય-ચરિત્ર કર્યું છે રસીક તણું અભિરામ ।૬૮।

રચનાસું રસ પ્રગટ કરી છે તેમાં નિત્ય-ચરિત્ર ।
વિસદ કરી વર્ણન કીધું છે અનુપન પરમ વિચિત્ર ।૬૯।

અને આઠમું નિત્ય-ચરિત્ર ત્યાંહાં સ્વરૂપ રસ આવિર્ભાવ ભર ।
અતિ એકાંત અકીંચન જે વડોદરના નાગર ।૭૦।

ગોકુલદાસ તેણે એકવીસ ઘોલે કરીને ।
કેવલ સૃંગારાત્મીક સ્વરૂપ રસયુત અતિ રસ ભરીને ।૭૧।

એમાં ગ્રંથ પ્રગટ કર્યો જે એવા છે સ્વરૂપાવિષ્ઠ ।
સર્વાત્મથી સુણતા શ્રીઅંગમાં હોએ મન પ્રવિષ્ઠ ।૭૨।

અને એનો કનિષ્ટ ભ્રાત વેણીદાસ એહોના ભાવ સમાન ।
તેણે ઘોલે કરીને નિત્ય ચરિત્ર કર્યું છે રસવાન ।૭૩।

શ્રી ગોવર્ધન ગમન નિવાસ તે સ્થલ પરમ અનુપ ।
વિસદ કરી કર્યું છે એહોએ કેવલ ભાવ સ્વરૂપ ।૭૪।

અને વસ્ત્રાલના વાસી સાઠોદરા નાગર નિપુણ ।
અનન્ય ગોવર્ધન પંડયો અભિધાને સહેજ સાત્વીક મન ।૭૫।

એહોએ ચાર ઘોલે કરી કારણયુત અતિ રસરૂપ ।
દસમું નિત્ય-ચરિત્ર કર્યું છે ભાવ સમાન અનુપ ।૭૬।

અને સ્વરૂપ રસજાણ હરીદાસભાઇ નામ છે જેહ ।
કાયસ્થ ભટ નાગર સાઠોદરના વાસી કરાણીયા એહ ।૭૭।

ચતુરાઈ કવિત્ય નિબંધે પીંગલ કેરી રીતે ।
નિત્ય-ચરિત્ર કર્યું છે અનુપમ સ્નેહ સહિત વહમીત ।૭૮।

અને સુલતાનપુર નિવાસ જેનો ક્ષત્રી કપુર જે જાત ।
મન સાત્વીક સરલ ભાવયુત માર્ગ પ્રણીતની ભાંત ।૭૯।

પરમ ભગવદી ભાવાત્મીક લીલા રસ આવીર્ભાવ ભરીત ।
પ્રમાણ રસ યુક્ત પરસરામજીએ કર્યું છે નિત્ય-ચરિત્ર ।૮૦।

અને એક નિત્ય-ચરિત્ર મહેદ ભગવદીની છાયાએ રહી ।
માર્ગ પ્રણીત માંડણ ગુલલી તેણે સાત ઘોલે કહ્યું લહી ।૮૧।

એમ તેર નિત્ય-ચરિત્ર થયા છે તેમ એક નિત્ય-ચરિત્ર ।
ઇચ્છા પ્રમાણે હું પણ કહું છું જે મહા પરમ વિચિત્ર ।૮૨।

જેણે જેણે વર્ણન કીધા છે ને શ્રોતા વકતા જેહ ।
તેહોના ભાગ્ય સૌભાગ્ય સુકૃત્યને શીષ ધરી કહુ એહ ।૮૩।

પ્રથમ સર્વ વૃતાંત સહિત ત્યાંહાં પુર્વ-પીઠીકા કહું ।
મહેદ ભગવદીની કરૂણાએ જેહવું કાંઇ એક લહુ ।૮૪।

જે મહાપ્રભુજી વ્રજ આનંદી ગુણગણ ભુષણ રૂપ ।
આનંદ માત્ર કર પાદ મુખ ઉદર આદી સુભગ સરસ જે સ્વરૂપ ।૮૫।

પરમ સુંદર લાવણ્ય સિંધુએ ઉછલીત એ શ્રીઅંગ ।
મધુરાકૃત સ્વરૂપ રસ આગર સૌંદર્યનીધી રસરંગ ।૮૬।

અને તે અતુલ અસાધારણ વ્યુહકું સર્વ રસ સુચાર ।
ઉપમા રહિત નિરૂપમ સર્વદા સાર સમુહનું સાર ।૮૭।

ભવ્ય સ્વરૂપ સર્વતોધિક અવતારા અવતારી વરેન્દ્ર ।
પુરૂષોતમોતમ સાક્ષાત સ્વયંભુ સ્વપ્રકાશ એ મહેન્દ્ર ।૮૮।

શુધ્ધ રસાત્મીક રસમય રસરૂપ મન રમણીય ।
સૃંગાર સાર સર્વસ્વ સહુ ઇંદ્રીયાસ્વાદ સુખ કમનીય ।૮૯।

ભક્ત ભાગ્ય ફલ ઉદય પરાત્પર પરમ કાષ્ટાપન્ના ।
પરમ શ્રેષ્ટ એવા ગોકુલપતી ભક્ત પ્રાણજીવન ।૯૦।

નિત્ય અનાદિ અનિર્વચની અચિંત્યાનંદ શકિતવાન ।
એ મહા મહીમા જ્યાંહાં શેષ શારદા નિત્ય કરે બહુગાન ।૯૧।

પણ તેહ ત્યાં લગી ન પહોંચે તે રચી રચી કહી છે વાણી ।
પાર પામતા નથી મહીમાનો તેને શકતા નથી વખાણી ।૯૨।

જે મુલ પુષ્ટિ રૂપાશ્રુતિ છે તે એ સ્વરૂપ ઉર આણી ।
ગુણ વર્ણન કરતા કરતા તેનું મન બુધ્ધિ ને વાણી ।૯૩।

મહા અતુલ મહીમા કહી કહીને વાણી વલતી તેહની ।
મહીમાને સ્ફુરે ફરીફરીને ઓહોરે છે તે એહની ।૯૪।

એહવો શ્રુતિ અગમ્ય અગોચર અખંડ ડંડાયમાન લીલાધીશ ।
મુલભુત એ સ્વરૂપ અનુપમ જગતેસ્વરનો ઈશ ।૯૫।

સર્વ જનિત મહાતમ અપાર અતિ વિદીતા વિદીત તે બિરાજે ।
કર્તુંમા કર્તુંમ ન્યથા કરણ સામર્થવત એહ રાજે ।૯૬।

સ્વછંદ સ્વતંત્ર સ્વઇચ્છાચારી ભકતાધીન ભકતાભરણ ।
ભકત ભુષણ ને ભકત આરત ભકતાધાર ભક્તસુખ કરણ ।૯૭।

સિધ્ધાર્થી ને એક સિધ્ધ સંકલ્પ મહોદાર ઉદધી ।
કારણમય કરૂણામય અખીલ ધર્માચરણ મહાનીધી ।૯૮।

આચારાત્મા ધર્મ કર્માત્મા સર્વ ધર્મનો આધાર ।
અતિ અભિનવો ભુતો ન ભાવી શ્રી ગોકુલધણી ગુણ વિસ્તાર ।૯૯।

રસના ને વલી કર્મનો આશ્રય એ સ્વરૂપ સુખધામ ।
દાનનો આશ્રય માનનો આશ્રય ગાનાશ્રય અભિરામ ।૧૦૦।

લીલા આદિ અનેક પદાર્થ આશ્રય રહ્યા છે ધરી ।
સ્વરૂપ આસ્વાદ સુખભોગ કરે છે અનુદિન તે ફરીફરી ।૧।

રસ સંપુર્ણ સુખભોગી થયા તેણે આશ્રય કરી ।
વલી આશ્રય એ સ્વરૂપનો કરીને રહ્યા કર્મ અનુસરી ।૨।

સર્વ ધર્મજ્ઞ અનેક લીલાનો નિરોધક બોધક ઘણું ।
અખીલ લીલાનો પોષણ પ્રાણઆધાર સ્વતઃ કરી સોહામણું ।૩।

અનેક લીલાના પોષણ અર્થે પોતાનું પોતે અનુપ ।
સર્વોપિર પરમ પ્રાગટય પ્રગટ કર્યું મહા રસરૂપ ।૪।

તે અનેક પ્રયોજને કેવલ ભકત સુખાર્થ મહા ભાગ્યરાસ ।
એહવા ભુતલને વિષે જાવદીક લીલા કરવાને પ્રકાસ ।૫।

લીલાત્મક લીલા ઉપયોગી સુખદ સામગ્રી સહિત ।
પોતાની નીજ સ્વકીય સૃષ્ટિ જે ઉભય રસે અનુગ્રહીત ।૬।

રમણ ધણી સ્વ રમણ યોગ્ય જને સ્વરૂપ નિરાવરણ ।
દર્શન છે અને દર્શનીય તિલક ને એહ સદા રસભરણ ।૭।

તે જાવદીક ભકત વડે વેષ્ટિત મહા પ્રાગટય કર્યું ।
તે પરોપકારને પોતે પુંજે ઉધબોધક રસભર્યું ।૮।

સ્વતઃ કૃપા કરી જગતને અર્થે કરવા બહુ ઉપકાર ।
કેવલ નિરહેતુક અંગીકારને પ્રાગટય કર્યું મહાસાર ।૯।

અને તે પોતાનું મહતૈ ઐશ્વર્ય આછાદન તે કરી ।
મહા મૃદુલ ગતીએ અતિ સુક્ષ્મ ભાંતે કર્યું ચિત ધરી ।૧૦।

તે સ્વકીયના સર્વ પ્રકારે સર્વ સેવાના અનુગ્રહ અર્થે ।
અતિ સુક્ષ્મ ભાંતે તે કર્યું રસ અનુભવને કૃપા અર્થે ।૧૧।

અને જેથી સર્વને તે સેજના સુગમે સેવા થાય ।
એવા પ્રાગટય તણું પ્રયોજન તે વિસદ કયાં લગી કહેવાય ।૧૨।

અને તે વલી વિચિત્ર ભાંતે ત્રિવિધ પ્રકારે જેહ ।
ગુપ્ત પ્રકાર ને મુક્ષ અવાંતર ભેદે કરીયને તેહ ।૧૩।

પરમ શોભાયમાન સમે ભક્ત દુઃખ મુલો છે ન આપ ।
સ્વકીય ભક્ત નિજ સ્વકીય સૃષ્ટિનો હરવાને પરીતાપ ।૧૪।

અખીલ મહાસુખ આપવા કાજે સ્વ મનોરથ પુરકે ઉક્ત ।
ભક્તને ભાંતભાંતના રસની કરવા વૃષ્ટિ અનુરક્ત ।૧૫।

પ્રાગટય પ્રગટ કરીને અનેક અપરમીત લીલા વિસ્તારી ।
એ લીલા પરમ સુખનું ધામ તે ભક્ત મનોરથ કારી ।૧૧૬।

ભક્ત મનોરથ પુરીને ભકત મનોરથ પુરવા કાજ ।
વિસ્તારી એ લીલા અનુપમ સ્વતઃ થકી મહારાજ ।૧૧૭।

તે લીલા પ્રાગટ્ય લીલાથી આરંભી યથામંત ।
માલ્લોધાર માહા જે પરાક્રમ એ લીલા પર્યંત ।૧૮।

સ્વરૂપે સંવલીત કેવલ સ્વરૂપાત્મક અને વલી સ્વરૂપ મય ।
લીલા ઇચ્છાને અનુસારે રસભર ભરીત કહીય ।૧૯।

તે શ્રીમુખ થકી અને ભકતમુખે સુણી અનુભવી જે કર્ણધાર ।
એણીપેરે અનુભવ પ્રગટ કરીને કીધો છે વિસ્તાર ।૨૦।

અને હવે શ્રી ગોકુલ નાયક જે પ્રાગટ્ય એ પરમાનંદ ।
શ્રી ગોકુલ ગોવર્ધન મધ્યે ગોકુલ કેરો ચંદ ।૨૧।

દૈવોધ્ધાર લીલા રસનો આચાર્યત્વે અનુગ્રહ કરી ।
રસોમય રસ આછાદને એવી પદવી ધરી ।૨૨।

ધર્મ-ચરિત્ર ને કર્મ-ચરિત્ર ને રસ ચરિત્ર સહુ જે તેહ ।
અધ્યાપક થઈ કથાએ કરી વકતા વરેન્દ્ર કહે તેહ ।૨૩।

અને આંહાં કૃત્ય કરીને સેવાકૃત રસે મુખ્ય રસ જે સૃંગાર ।
તેહને આછાદીને ભાંતના મહા વિચિત્ર રસસાર ।૨૪।

એહવા રસની અમોઘ વૃષ્ટિ કરવા થકી રસ ભરે છે ।
સદા સર્વદા નિત્ય અપરમીત પ્રછન લીલા કરે છે ।૨૫।

તે એ લીલા યોગ્ય પાત્ર શીરોમણી જેહ એ સોહાગે સોહાગી ।
સાથ એ સમય તણો તે સમાજ જે ભાગ્યવાન બડભાગી ।૨૬।

રસ અનેકના ભકત અનેક તે સહુ અતિસે રસભર્યા ।
અનુરકતથી અનુદીન સ્વરૂપાનંદ મહાદાને પરવર્યા ।૭।

દાનનો સંચય કરી કરીને તે અનુભવ કરે અનેક ।
તે અનીરવચની મહારસ કહી ન શકું અણું એક ।૨૮।

ત્યાંહાં મેં શ્રીઅંગ સંગથી મારા નેત્ર દ્વારા અંગ દ્વારા ।
અનુભવ કીધો છે અનુભવ અંગ લહેકે છે માહારા ।૨૯।

ત્યાંહાંથી જેહવો અનુભવ કીધો છે તેહવા અનુભવ યુકત ।
જેટલી એક લીલા દીઠી છે તેમા જેહવી મારી યુકત ।૩૦।

મહેદ અનુગ્રહ જેણે પ્રકારે વાત્સલ્ય સુચન કરી ।
તેણે પ્રકારે કહું છું આગલ એ પદરજ અનુસરી ।૩૧।

હવે જે સમેથી એ લીલાનો આરંભ કરૂં છું હું ઉલટ ભરી ।
તેહ સમય કાંઈ એક વિસદ કરી કહું છું સુચન કરી ।૩૨।

જે રૂકમની કુંવર કામપુરક રસ અખીલ પરમ સુખકારી ।
ભકત હેત જેણે ભાવ ભરીય એ અનેક લીલા વિસ્તારી ।૧૩૩।

તે લીલા લોકવત લક્ષણ સુલક્ષણ નાયક પોતે ।
તે કરે છે અદ્‌ભુત એકાંતની જે માનસ કૃત રસ ઓતે ।૧૩૪।

તે પરમ રસીકવર રસીક સુજાન એ અતિસે વીર વરેસ ।
ધર્મસુર મહા સુભટ મણી ગોકુલ ધણી ધીર ધીરેશ ।૩૫।

તે માલાના દિગ્વીજય ઉપરાંત સોરમને મોદ પધાર્યા ।
શ્રી ગોકુલ જે મહાશુભ સુખદ એ સદન વિષે પધાર્યા ।૩૬।

એ શ્રી ગોકુલ તે પરમ રમણીય અનન્ય અતિ રમરૂપ ।
નિત્ય અચલ અલૌકીકનું અલૌકીક સુંદર પરમ અનુપ ।૩૭।

સર્વદા સર્વ સમે સહુ કાલે આનંદમય કમનીય ।
એહવું શ્રી ગોકુલ ત્યાંહાં પ્રફુલ્લીત એ સદૈવ પરમ રમણીય ।૩૮।

શ્રી યમુનાજીનું પુલીન એહવા પુલીને પુષ્ટિ શ્રી ગોકુલ રાજે ।
મહા રસમય નવરસ યુત સુખનુ ધામ અનુપમ ભ્રાજે ।૩૯।

શ્રી પ્રભુજીનેજ અનુરાગી સદા લીલા કરવાનું ઠામ ।
મહાભાગ્ય સ્થલ અતિ ઉતમોતમ આનંદમય સ્વધામ ।૪૦।

ત્યાંહાં પુરણ કામ પરમ પ્રસન્નતાએ અતિ પ્રફુલ્લીત સુમન ।
શુભ મહા મંગલરૂપ પધાર્યા પધારીને થઈ પ્રસન્ન ।૪૧।

અહીં એ શ્રી ગોકુલ ગોવર્ધન વિષે મહા રમણ રાજધાની ।
એવી રાજધાનીસું બિરાજે સદા અચલ સુખદાની ।૪૨।

ચૌદ લોકથી છે અતિરીકત સકલ બ્રહ્માંડમાં એહ
સર્વોપર શિખર શીર મોર પરમોત્યક સર્વ છે જેહ ।૪૩।

જગત વિદિત વિક્ષાતસું જે રાજે રાજધાની શોભા ધરતી
એ રાજધાની અતિ ઝગમગતી જગતને ઉદ્યોત કરતી ।૪૪।

અખીલ ગુણ ગણ સમોહે પુરણ એ અતિ ભ્રાજે ।
અદ્‌ભુત અસાધારણ એવી રાજધાની જેવી એ જે ।૪૫।

એ રાજધાનીસું રમણ કરસે રાજતો સ્નેહ સુધાસિન્ધુનો નિધાન ।
ક્રીડારસ કેલી કલ્લોલ પ્રગટ કરી રસ તરંગીણી જે માન ।૪૬।

એહવી માન તરંગીણી જેનું થાએ નહીં નિર્માણ ।
તે તરંગીણીનો સૃંગાર સાર સમુદ્ર સુજાણ ।૪૭।

સુરતોત્સવ કરતા અનેક નિજ સ્વકીય અચલ સોહાગી ।
નિત્ય ભર્તૃત સંયુકત મહા લીલા કરે અતિ અનુરાગી ।૪૮।

એ લીલા સદા પરમ લોકોતર અનેક પ્રકારથી રાજે ।
અનેક ભાંતે પ્રતીક્ષણું અપરમીત અખંડીત નિત્ય બિરાજે ।૪૯।

નિત્ય નિત્ય નૌતન હોએ નવનવી નીતનીત પ્રીતે ।
રતિ વિલાસ રસ પ્રગટ કરીને મહા પુષ્ટ પુષ્ટ નર રીતે ।૧૫૦।

લીલા કરે છે તે એ લીલા પરમ સુમંગલ મઈ ।
પરમાનંદસો અતિ ઉત્સાહે અતિ સંતોષ ભર થઈ ।૧૫૧।
એ સંતોષ તે સુભગ નાયકાના સુખ સંચીયનો કોષ ।
તે જેમ જેમ દાન કરે તેમ તેમ અતિ અસંતોષ ।૫૨।
એહવી આનંદમઇ પરમાદ્દભુત મહા અગાધ અથાહ અપાર ।
અનીર્વચની દુરબોધની કહેતા ન આવે પાર ।૫૩।
ગુઢ રસે સવંલીત રહસ્ય લીલા કરે પરમ સુદેશ ।
તે પ્રથમ કહું છું શ્રી ગોકુલની લીલાનો કાંઇ લેશ ।૫૪।
ત્યાંહાં પુર્વપક્ષ જે તેં ત્યાંહાં લીલા કહી મહા રસ રમ્ય ।
અનિર્વચની અતિસય દુર્બોધક કેની નહીં ત્યાંહાં ગમ્ય ।૫૫।
એવી કહી તો એવા અશકય પદાર્થ તેહનું કહેસે કેમ ।
એક ત્યાંહાં એવું પ્રશ્ન કરીને પુછું છું હું એમ ।૫૬।
અને બીજુ એ પુછું છું જે મહા બડભાગી ઉતમાદી ।
ભાવીક ભગવદી મહારસ યુત રૂચીર રચનાસું આદી ।૫૭।
પ્રાણ પ્રભુના તે રસ નિત્ય-ચરીત્ર પ્રથમ પ્રગટ કહ્યા કરી ।
તો વલી તું તો શું કહેસે વર્ણન તે ફરી ફરી ।૫૮।
પદાર્થ એક તેહજ ને સમે તે કૃત્ય અને શબ્દ તેહ ।
સર્વ એકજ તો તું વલી તેનાથી અધીક શું કહેસે એહ ।૫૯।
ને ત્યાંહાં એહવું કેવુ કહેવું છે તોય કોણ પુરૂષાર્થ ।
તે ત્યાંહાં સર્વ વિષદ કરી કહી આવ્યા તો વલી તું સું કહીસ અર્થ ।૬૦।
અને ત્રીજુ એ તે જે સર્વ ભાંતે અતિ યોગ્ય હતા તેણે ।
આપ આપને ભાવ બલથી વર્ણન કરી કહ્યું એણે ।૬૧।
તું તે કેમ કહેસે પહેલા ત્યાં સ્વરૂપને ન જાણે ।
કે તું તાસ સ્વરૂપની યોગ્યતા તે કો ન મનમાં આણે ।૬૨।
અને એક વલી ચોથુ પુછું છું તે મોટો સંદેહ ।
ઉપવીતાનંતરથી આરંભીને અનુભવ કહું છું જેહ ।૬૩।
એમ કરી કહ્યું તો કદાચીત તુને કો કહેસે નહીં ।
જે ઉપવીતથી આરંભીને સંપુર્ણ લીલા અહીં ।૬૪।
અનુભવ કયારે કર્યો છે અને જો તું એ સ્થલની લીલા કહે છે ।
જો ત્યાં ઉપવીતથી કહ્યાનું શું કાજ એ કાંઇ લહે છે ।૬૫।
અને ચરિત્ર એક દિવસનું કહેસે એ આણીને મન ।
તે થકી સંપુર્ણ પ્રાગટ દશાની લીલાનું સુચન ।૬૬।
અને છ રૂતુનો અનુભવ કહીસ તે ત્યાંહાં કહ્યું છે એમ ।
તે તું એક દિવસની લીલા આણસે કેમ ।૧૬૭।

અને ઠાકોરજી તો પ્રાત: સમે પોઢી ઉઠીને ચરિત્ર કરે નિત્ય
અને સર્વોપર એણેજ પ્રકારે કહ્યા છે નિત્ય ।૧૬૮।

અને તેં પુર્વ શાસ્ત્રથી આરંભ કર્યો તેનો શું પ્રયોજન ।
એ સાત પ્રશ્નનો ઉતર મુજને આપ આણીને મન ।૬૯।

ત્યાંહાં કહુ છું તેં ભલુ પુછ્યું એનું કરૂં સમાધાન ।
ઉપપતી સહિત કહું તે સાંભલ તેહ થકી તું માન ।૭૦।

તે પુછ્યું એવી દુર્બોધ લીલાને તો તું કેમ કહેસે ।
પ્રથમ તે હું કહુ છું સાંભલ જેથી સંદેહ ન રહેસે ।૭૧।

એ વસ્તુ અગાધી અનીરવચની મહા દુર્બોધ અત્યંત ।
જેનો અંશ અણું કો કહેવાને નહીં કો સામર્થવંત ।૭૨।

અને એ વસ્તુ કહેવાને હું પણ છું અતિ અસમર્થ ।
બુધ્ધી બલ ને સ્નેહ હીન છું એકો નહીં સામર્થ ।૭૩।

સર્વ ભાંતે યોગ્યતા રહીત છું સાધને શુન્યપણું ।
મારે પોતે પોતાનું સામર્થ નથી કાંઇ એક અણુ ।૭૪।

પણ એક અનુગ્રહ બલ છે તેનું પ્રમાણ કહું છું પ્રકાસ ।
હું અતિ આલસનું મન ફરી ફરીને એજ કરે છે આસ ।૭૫।

તો જાણું એ ઇચ્છા અનુગ્રહ બલ છે તેહ ।
તે કેવલ પ્રભુની સ્વ ઇચ્છા અનુગ્રહ બલે કહીસ કાંઇ એહ ।૭૬।

જેમ હું સાધન સુન્ય પ્રથમ અનુગ્રહ આવી ।
હૃદયમાં સ્થિત કરીયને આટલી લીલા જેમ કેવરાવી ।૭૭।

તેમ એ અગ્રમ લીલા અનુપમ કરી જે ગોકુલાધીસ ।
તે પ્રથમ કહેવરાવી અને વલી કહેવરાવસે તે કહીસ ।૭૮।

જેમ લોહ મધ્યે અગ્નિ પ્રવિષ્ટ થઇ અગ્નિનું કારજ કરે ।
તે ત્યાંહાં લોહનું શું પુરૂષાર્થ તેમ હુંથી શું સરે ।૭૯।

અહીં ઇચ્છા અખંડીત અનુગ્રહનું સામર્થ છે સાર ।
અનુગ્રહ બલથી સહુ થાય તે બલે કરીસ વિસ્તાર ।૮૦।

બીજો પુર્વપક્ષ કર્યો બહુ ભગવદી રસવાન ।
વર્ણન કર્યું છે તો તું સું કહેસે તેનું કરૂં સમાધાન ।૮૧।

હું કાંઇ તેમનાથી વિશેષ રસ કહેવા કહેતો નથી એહ ।
હું તો તેનો ધર્મ જોઇને કહુ છું કાંઈ એહ ।૮૨।

તેહોએ પોતાની રસના સાર્થક કરી છે જેમ ।
હુંએ પણ મારી રસના સાર્થક કરીસ તેમ ।૮૩।

સાર્થકતા ને રસત્વે એ રસનાને સિધ્ધ થાયે ત્યારે ।
કેવલ પોતાના ભજનીક પ્રભુના ગુણ કહે જયારે ।૧૮૪।

ચરિત્ર તણા રસ સ્વાદને જાણે ઉચરે મધુરી વાણ ।
ત્યારે રસત્વ ને સાર્થકતા સિધ્ધ થાએ પ્રમાણ ।૧૮૫।

અને કદાચિત તું કહેસે તે ગુણ ને ચરિત્ર ।
કહીને કાં સાર્થક કરે નહીં રસના તારી પવિત્ર ।૮૬।

ત્યાંહાં કહું છું જે તે સત્ય જેથી સાર્થક સહુ થાય ।
પણ એ મહાપ્રભુ અનેક ભાંતના વિચિત્ર રસ ભોકતા ।૮૭।

અનેક ભાંતના એ રસ પ્રગટ કરાવીને અનુગ્રહ કરતા અનુપ ।
તે રસનો ભોગ કરે છે અને ભકતને પણ ભાવાનુરૂપ ।૮૮।

જુજુવો રસ અનુભવ હોય માટે તેહોએ તહીંનો જેમ ।
ભાવાનુંરૂપ રસ અનુભવ કીધો હુંએ કહું છું તેમ ।૮૯।

હું એ મારા ભાવનું રૂપરસ અનુભવ કરવા કાજ ।
કહું છું એ ભાવ અનુસારે સાંભલવું એ સર્વ સમાજ ।૯૦।

અને તે કહું જે તે સર્વ ભાંતે સંયોગ હતા અને તેણે ।
આપાપણે ભાવ બલે વર્ણન કીધા છે એણે ।૯૧।

પણ તું તે કયા બલે કરસે તેનું કહું સમાધાન ।
તેણે તેહના ભાવબલે કહ્યું છે મહાભાગ્યવાન ।૯૨।

અને હું તે મહેદ ઇચ્છા અનુગ્રહથી એહોને ચરણે લાગી ।
એહોની રેણું તણું સ્મરણ કરીને એહોની કરૂણા માગી ।૯૩।

એહ રેણુને સોહાગ બલથી કહીસ એ નિરધાર ।
તે કહયાનું પ્રકાર કહું જેમ હીરો છે મહાસાર ।૯૪।

અને તે અન્ય પદાર્થથી અભેદ અછેદ છે તેહ ।
હીરાને હીરો ભેદે એ પ્રસીધ્ધ પ્રકાર છે તેહ ।૯૫।

ત્યાંહાં પછી સુત્ર અનાયાસે પાછલથી ચાલ્યું જાય ।
તેમ એ મહાપ્રભુજીના ગુણ મહા વસ્તુ સુખદાય ।૯૬।

અને અતિ મહા વસ્તુ એ ભગવદીઓના ભાવ પ્રકાસ ।
તે વસ્તુએ વસ્તુનો પેંડો કર્યો છે તેણે પેંડે અનાયાસ ।૯૭।

હું તેહોની પીઠીકાએ છાયા લેઇને તેહોની પુંઠે ।
ચાલ્યો જઇસ એ મારે અતિ સુગમ થયું એહો તુઠે ।૮૯।

અને તેં કહ્યું જે તું તારૂં સ્વરૂપ જાણે છે તે જાણું છું ।
હું પ્રકાર કહું છું સુન સાવધાન થઇને તું ।૯૯।

એ મહા મહેદ મોટા ભકતરાજ જે ભગવદ ધર્મના ધામ ।
એમને આગલ હું આવું છું તે કહું વિસદ કરી નામ ।૨૦૦।

જેમ સુમેર પાસે પર્વત અને સરોવર સરસો કૂપ ।
જેમ સમુદ્રને નિકટ સરીતા જેવું છે મારૂં સ્વરૂપ ।૨૦૧।

અને મારી યોગ્યતાએ કહું હું જાણું છું તે મનમાંહાં ।
કયાં બુદ્ધિ તણા સાગર અને અતિ અતિ અજ્ઞાન હું કયાં ।૨૦૨।

પણ એહોની પંગતિમાં છું માટે પ્રભુજી કરે છે દાન ।
એ પ્રભુ પંગતિ ભેદ કરે છે નહી એહનું એ સમાધાન ।૩।

કનક કયાંહાં કુસુમાબ્લનું એ જાણું છું એક ।
હું તો એહનો સેવક છું તેહના સેવકનો સેવક ।૪।

અને તેં કહ્યું જે એ સ્થલની લીલા કહે છે તે માંહાં ।
ઉપવીતથી આરંભીને કહું છું એમ કહ્યું છે એ માંહાં ।૫।

એ કહ્યાનું કારણ શું અને એનું કાજ શું તુને ।
એ કાંઈ લહે છે પોતે એ પુછયું તેં મુને ।૬।

એ કહ્યાનું કરણ કાંઈ કહેતો નથી સ્વતઃ ઉપજાવી ।
તેહનું સમાધાન વિસદ હું સાંભલ કહું સમજાવી ।૭।

એ સર્વ લીલા નીરોધક પ્રભુજી જાવદીક લીલા કરે ।
તે મધ્યે વર્ણાશ્રમ અંગીકૃત મર્યાદા ધરે ।૮।

તે મર્યાદાની નિત્ય લીલા પણ કરે છે પોતે જયારે ।
ત્યાંહાં પ્રથમ સંધ્યાવદંન આદિનું પ્રતિપાલન કરે ત્યારે ।૯।

તે ઉપવીતથી સંધ્યાનો આરંભ માટે ઉપવીત કહ્યું ।
અહીં થકી હું આરંભી કહીસ જેહવું સાંપ્રત્ય લહ્યું ।૧૦।

અને તેં મારે વિષે સંપુર્ણ લીલાના તે અનુભવનો ।
સંદેહ કર્યો જે તેં ઉપવીતથી કયારે કર્યો છે તેહનો ।૧૧।

એહનું સમાધાન સાંભલ જે એ મહાપ્રભુ સત્ય કૃત્ય ।
એહનું કૃત્ય સર્વથા સાચું કહું એક રૂપ છે નિત્ય ।૧૨।

ને એક ભાંત કરે છે માટે એક દિવસની લીલાએ ।
સંપુર્ણ પ્રાગટ દશાની લીલાનો પ્રકાર જણાય ।૧૩।

એ શ્રીજીએ શ્રીમુખથી કહ્યું છે આણી સ્વતઃથી મન ।
પ્રસંગાત કૃત દ્રઢ કરવાને અર્થે એહ વચન ।૧૪।

જે મેરો બાહ્ય સ્વભાવ એ જો કછુ કીયો એકવેર ।
સો અન્યથા કીયો જાય નહીં કબહુ વા મંઝાર ।૧૫।

માટે એક દિવસનો અનુભવ કીધો અનુભવે એ સમજાય ।
એક દિવસના અનુભવ માંહાં સઘલો અનુભવ થાય ।૧૬।

માટે જે અનુભવી સ્વરૂપના છે અને સુદ્રઢ છે સબંધ જેનો ।
એક દિવસની લીલાએ અનુભવ સઘલો હોય તેનો ।૨૧૭।

અને જેને એ સ્વરૂપસું અને લીલાસું સબંધ તે નહીં ।
અને અહનિંશ અતી નિકટ રહે પણ એ સ્પર્શે નહીં અહીં ।૨૧૮।

અને એક દિવસના ચરિત્રમાં સંપુર્ણ લીલાનું સુચન ।
એનું તેં પુછ્યું તે ઉતર સાંભલ ધરીને મન ।૧૯।

એ ભક્ત અનુગ્રહ કરતા પ્રભુએ કો સમે કો સેવકની ।
સેવાનો અંગીકાર કર્યો છે પ્રકારાંતર એક એકની ।૨૦।

કો સમે કો સેવકની સેવાનો કીધો અંગીકાર ।
કો સમય કોની કોન પ્રકારે તે કહીસ વિસ્તાર ।૨૧।

તે અંગસેવક આગે દુધઘરીયા જે સમારે છે પાન ।
ફુલવાલા અને રક્ષક ગ્વાલના પર્યંત ગાડીવાન ।૨૨।

અધિકારી ભંડારી ભીતરીયા જલઘરીયા ખવાસ ।
દ્વારપાલક રસોઇયા પરચારક પોહોરૂઆ દાસી ને દાસ ।૨૩।

એ સર્વના નામ પ્રકાર સહિત જેવા જેવા કાંઇ લહીસ ।
તે સહુ એક દિવસની લીલામાં વિસદ કરીને કહીસ ।૨૪।

એણે પ્રકારે એક દિવસમાં સર્વ એમ કહેવાસે ।
સંપુર્ણ પ્રાગટય દશાની લીલાનું સુચન થાસે ।૨૫।

અને છએ રૂતુનો સુખ અનુભવ એક દિવસમાં આવ્યાનો સંદેહ ।
તેનું સમાધાન કહું છું તે તું સાંભલ એહ ।૨૬।

જે એ મહાપ્રભુ હેમંત રૂતુ આદિ સર્વ કૃત્યના સુખ ।
સુખ સમેની સેવાનો અનુભવ અંગીકાર કરે છે મુખ્ય ।૨૭।

તે એક દિવસ એમ સુખ અનુભવ કહીને એક દિવસ એમ ।
અનુભવ કરે તે એક એક દિવસનું તે સુખ કહીસ તેમ ।૨૮।

નો દિવસ ત્યાંહાં એક થયા એણીવીધે એક દિવસની લીલા સુદેશ ।
એ લીલામાં છએ રૂતુના અનુભવ હોય વરેસ ।૨૯।

વલી તેં સંદેહ કર્યો શ્રીજી તો પોઢી ઉઠીને પ્રાત: ।
પ્રાત:થકી આરંભીને લીલા ચરીત્ર કરે સુધી રાત ।૩૦।

અને તેં તો પુર્વ રાત્રથી આરંભ કર્યો તેનું સું પ્રયોજન ।
એનો ઉતર સાવધાન થઇને સાંભલ ધરીને મન ।૩૧।

જે એ લીલા વેષ્ટિત રસમય સ્વરૂપ છે એહ ।
તે એ લીલાથી એક ક્ષણું ન અલગા રહે નહીં તેહ ।૩૨।

ને જે ક્ષણેથી પ્રાગટય કર્યું છે તે ક્ષણથી લીલા ।
તે લીલા ને લીલા સંયુકત લીલા કરે રસીલા ।૨૩૩।

તહવે શ્રી વિઠલેશકુમાર પુર્ણદાન કારણ કાજ ।
ભુતલ મધ્યે પાયોધાર્યા પોતે પ્રાણ સહિત મહારાજ ।૨૩૪।

માટે પુર્વરાત્ર પ્રાગટય કર્યું એને પ્રયોજને પુર્વરાત્ર ।
સમી સાંજથી આરંભીને કર્યો આરંભ લીલા માત્ર ।૩૫।

પુર્વરાત્રનું એક કારણ એણીપેરે પુર્વપક્ષ સાત ।
ને સંદેહનું સમાધાન તે કીધા એણી ભાંત ।૩૬।

એ સાત પ્રશ્ન પુર્વપક્ષ કરી પુછયા મુજને ।
ને પ્રથુક પ્રથુક સમુજાવીને સહુ વિસદ કહ્યા મેં તુજને ।૩૭।

હવે એ મહા પ્રભુજીના નિત્ય-ચરિત્ર ને લીલા મહા રસાલ ।
જે પીયુષ પ્રતિવાદીની કહીએ છે એ તે નિત્ય સદા સહુ કાલ ।૩૮।

તેમાં જે મહાગુઢ ગુપ્ત રસ સહુ એક કહે છે ।
જેને ત્યાંહાં અગોચર છે કેવલ અનુભવી લહે છે ।૩૯।

તે લીલાને ત્યાંહાં અનુભવીનું મન જાણે મનમાંહાં ।
તે મન પણ મનમાં સમજી સમજી અનુભવ કરે ત્યાંહાં ।૪૦।

પણ મુખે કરી કહેવાય નહીં એવી અનેક ।
સ્વરૂપાત્મક લીલા પ્રગટ કરે છે અદ્દભુત અનિર્વચની એક એક ।૪૧।

તેમા થકી મહાપ્રભુજી વિદીત દ્રષ્ટિ ગોચર ।
બાહ્ય લીલા કરે છે તે કહીસ એ પણ છે શીરમોર ।૪૨।

એ લીલા સાગર પણ અતિ અગાધ છે પરમ અથાહ ।
એ લીલા સિંધુની કણીકાનો પામે નહીં કોઇ થાહ ।૪૩।

એ લીલા મધ્યપાતી મહા મહેદ જે ઉપર કરૂણા આણે ।
કૃપા કરી જણાવે તે જાણે કે પછી અનુભવી જાણે ।૪૪।

એ અનુભવીનું મહા ભાગ્ય અને વલી મારૂં અતિ ભાગ્ય ।
અને વલી જે કહેસે કહેવરાવસે સાંભલસે તેનું ભાગ્ય ।૪૫।

એ લીલા સમાજના અંતરંગ વિના અન્યને કહીંએ ।
જાણવા કહેવા સાંભલવાનો અધીકાર તે નહીંએ ।૪૬।

એ મહારસ ભરી લીલા તે કેવલ અનુગ્રહીક છે લભ્ય ।
તે પ્રકારના અનુગ્રહથી સહાજ બલે સુલભ્ય ।૪૭।

તે પ્રકારની લીલા સિન્ધુ માંહાંથી એક બિન્દુની કણીકા માત્ર ।
જેનો મેં અનુભવથી અનુભવ કર્યો છે જે હું પાત્ર ।૪૮।

તે અનુભવ હું સંક્ષેપે કરી કાંઈ એક કહું છું એહ ।
પરમ અનીરવચની વચને પુરણ કહેવાય નહીં તેહ ।૨૪૯।

જેમ પયોદધી માંહાંથી પ્યાસને અર્થ ।
ચાંચે કરી અને એક ચોંચ લે પોતાને સામર્થ ।૫૦।
તેમ એ નિત્ય-ચરિત્ર અગાધ ઉદધી ઉછલીત રસમાંથી ।
મારા મુખ ને બુદ્ધિ અનુસારે સંક્ષેપે ત્યાંથી ।૫૧।
સંક્ષેપ કરીને અણુમાત્ર આગલ માંગલ્યે ત્રીજે ।
કહીસ ત્યાં પ્રથમ શ્રી ગોકુલ ચરિત્ર સંપુરણ કીજે ।૫૨।
તે સંપુર્ણ કરીને પછે શ્રી ગોવર્ધનનું જે ચરિત્ર ।
શ્રી ગોવર્ધન ગમન સમે કહીસ તે પરમ પવિત્ર ।૫૩।
પછી કહીસ સંપુર્ણ બાર માસની ક્રમ લઇ ।
છ રૂતુ વાગ વસંત ને ઉત્સવ પ્રમાણ પ્રમેય રસમઇ ।૫૪।
એણે પ્રકારે વર્ણવાસે જેવું પ્રભુએ જણાવ્યું ।
તેવું કહીસ જે મહા મહેદની રૂચીએ મનમાં આવ્યું ।૫૫।

ઇતી શ્રી નિત્ય-ચરિત્ર (પંચમ તરંગનું) નું માંગલ્ય-૨-બીજું સમાપ્ત.

---

શ્રી શ્રી શ્રી ગોકુલેશો જય જયતિ

શ્રી નિત્ય ચરિત્ર

# માંગલ્ય-ત્રીજું

રાગ : "આનંદ સાગર ઉલટયો સખી આજ મારે મનમાં"

શ્રી મહારાજ રાજેશ્વર પ્રભુ શ્રી વિઠલેશ કુમાર ।
શ્રી વલ્લભ વર એ સકલ કલા રસ પુરણ ગુણ આધાર ।૧।
પ્રગટ પરમાનંદ શ્રી ગોકુલમણી અનુપ ।
અગણીતાનંદ આનંદમય જગતાનંદ દાયક રૂપ ।૨।
સ્વકીયના આનંદ વર્ધન મહા મંગલ વરેસ ।
અનેક મંગલના મંગલ ને મંગલ કરણ વરેસ ।૩।
શુદ્ધ રસાત્મીક રસમય મહા રસીક પુરણ કામ ।
રસીક વર રસાધાર રસનીધી કરૂણા રસનું ધામ ।૪।
પરમ મનોહર પરમ સુંદર સરસ સુભગ સ્વરૂપ ।
તે ઉભય સ્વરૂપની મર્યાદાનો દુર કરણ રસભુપ ।૫।
મહા નવ યોવન ધામ લાવણ્ય રસનીધી ખાણ ।
મધુર આકૃતીએ યુત પરમનીધી એહવું સ્વરૂપ સુજાણ ।૬।
એ સ્વરૂપ સિંધુએ કરીને તે અખીલ ભક્તના નયણ ।
ને પુરક પ્રમુદીત થઈ અને ઉદ્દઐાત્રક અતિશય મયણ ।૭।

જેમ પયોદધી માંહાંથી પ્યાસને અર્થ ।
ચાંચે કરી અને એક ચોંચ લે પોતાને સામર્થ ।૨૫૦।
તેમ એ નિત્ય-ચરિત્ર અગાધ ઉદધી ઉછલીત રસમાંથી ।
મારા મુખ ને બુદ્ધિ અનુસારે સંક્ષેપે ત્યાંથી ।૫૧।
સંક્ષેપ કરીને અણુમાત્ર આગલ માંગલ્યે ત્રીજે ।
કહીસ ત્યાં પ્રથમ શ્રી ગોકુલ ચરિત્ર સંપુરણ કીજે ।૫૨।
તે સંપુર્ણ કરીને પછે શ્રી ગોવર્ધનનું જે ચરિત્ર ।
શ્રી ગોવર્ધન ગમન સમે કહીસ તે પરમ પવિત્ર ।૫૩।
પછી કહીસ સંપુર્ણ બાર માસની ક્રમ લઇ ।
છ રૂતુ વાગ વસંત ને ઉત્સવ પ્રમાણ પ્રમેય રસમઇ ।૫૪।
એણે પ્રકારે વર્ણવાસે જેવું પ્રભુએ જણાવ્યું ।
તેવું કહીસ જે મહા મહેદની રૂચીએ મનમાં આવ્યું ।૨૫૫।

ઇતી શ્રી નિત્ય-ચરિત્ર (પંચમ તરંગનું) નું માંગલ્ય-૨-બીજું સમાપ્ત.

---

શ્રી શ્રી શ્રી ગોકુલેશો જય જયતિ
શ્રી નિત્ય ચરિત્ર

# માંગલ્ય-ત્રીજું

રાગ : "આનંદ સાગર ઉલટયો સખી આજ મારે મનમાં"

શ્રી મહારાજ રાજેશ્વર પ્રભુ શ્રી વિઠલેશ કુમાર ।
શ્રી વલ્લભ વર એ સકલ કલા રસ પુરણ ગુણ આધાર ।૧।
પ્રગટ પરમાનંદ શ્રી ગોકુલમણી અનુપ ।
અગણીતાનંદ આનંદમય જગતાનંદ દાયક રૂપ ।૨।
સ્વકીયના આનંદ વર્ધન મહા મંગલ વરેસ ।
અનેક મંગલના મંગલ ને મંગલ કરણ વરેસ ।૩।
શુદ્ધ રસાત્મીક રસમય મહા રસીક પુરણ કામ ।
રસીક વર રસાધાર રસનીધી કરૂણા રસનું ધામ ।૪।
પરમ મનોહર પરમ સુંદર સરસ સુભગ સ્વરૂપ ।
તે ઉભય સ્વરૂપની મર્યાદાનો દુર કરણ રસભુપ ।૫।
મહા નવ યોવન ધામ લાવણ્ય રસનીધી ખાણ ।
મધુર આકૃતીએ યુત પરમનીધી એહવું સ્વરૂપ સુજાણ ।૬।
એ સ્વરૂપ સિંધુએ કરીને તે અખીલ ભક્તના નયણ ।
ને પુરક પ્રમુદીવ થઈ અને ઉદ્દબોધક અતિશય મયણ ।૭।

ભક્તનું જીવન પરમ ધન ભક્તનું આભરણ ।
ભક્તનું પોષણ અને જે ભક્ત આરત હરણ ।૮।

જે સુંદરી વડે શ્રી ગોકુલ શોભા પામે છે તેહ ।
તેહનું સર્વસ્વ લહલહ્યું જલહલતુ સ્વરૂપ તે એહ ।૯।

એ નાગરી નયનોછવ રતી વર્ધન નાના સ્ત્રીય ।
સૃંગાર રસ વિશ્રામ ધામ અભિરામ પ્રેમદા પ્રીય ।૧૦।

કામ કંદલ કામીની આધાર ઉદબોધક કામ ।
અલંપટ અતિસે કામી કામ વ્યથા હર નામ ।૧૧।

સુંદરી પ્રિયથી પ્રિય અતિ યુવતીનો જીવન પ્રાણ ।
માનીનીયોના માન મરદનનો મધુરપ મહારસ જાણ ।૧૨।

રસીકવેસ સકલ રસનો દાતા ભોકતા જેહ ।
આત્મપદ સુંદરીના સર્વાંગ મંડણ એહ ।૧૩।

જેહનું વદનાંબુજ સદા પ્રફુલ્લીત પ્રસને સુરંગ ।
લલીત લાવણ્યે ભર્યું અતિ ઉછલ્લીત શ્રીઅંગ ।૧૪।

પરમ પુષ્ટ પુષ્ટ રસ મારગનો પ્રકાસક મહાસાર ।
તે એ શ્રી મહા પ્રભુ શ્રી રૂક્ષ્મણીજીનો કુમાર ।૧૫।

એહવો અનીરવચની અખીલ ગુણ ગણે ભુષીત ભુષણ રૂપ ।
પ્રેમનો પુંજ ને પ્રેમરત અનુગ્રહીત સ્વરૂપ ।૧૬।

અનેક લીલાનો કરણ તે લીલા રસ ઉપયોગ ।
ઉપયોગી એ રસભક્તસું લીલા કરે સંજોગ ।૧૭।

એ લીલાના રસપાત્રને હું કહું થઈ અનુરક્ત ।
જે સ્વપ્રગટીત નિજ સ્વકીય સૃષ્ટિ એ સ્વરૂપ સમ છે ભક્ત ।૧૮।

નવનીતના એક ગોલકથી બે ભાગ કરીએ જેમ ।
એણીપેરે એહવા નિત્યના એ રમણપાત્ર છે તેમ ।૧૯।

પ્રિયના સર્વસ સુંદરતા પ્રેમ ચતુરાઈ ભર્યા ભાવ ।
શ્રીઅંગ ઉપયોગી જેહોના અંગ સીલ સુભાવ ।૨૦।

જેહના અંગને પ્રતિઅંગ વિસેથી સર્વરસ વિનિયોગ ।
પ્રભુ પરમ રૂચીસું અતિ આસકત થઈ કરે છે ભોગ ।૨૧।

જેહના વયનો વયની પ્રથુક અવસ્થાનો રસ ઉપયોગ ।
શૈશવ કીશોર યોવન તરૂણ વય સંધનો ભર ભોગ ।૨૨।

ને મુગ્ધ મધ્ય પ્રગલભ પ્રૌઢા સર્વવય અંકુર ।
જે પલવ પુષ્પ ને ફલ તણું વાધતું જે રસપુર ।૨૩।

કરે ભોગ તેહના સ્વાદ તત્વનો ભોગી પરમ સુજાણ ।
રાજસ તામસ સાત્વીકતા જે રસનું નહીં નિર્માણ ।૨૪।
ચતુરાઈ સ્મિત લાવણ્ય અને ઘુંઘટ રસ માધુરી ।
અને લજાની શોભા રસનો કરે ભોગ ફરી ફરી ।૨૫।
લજ્યા ન્યુન અધિક તણા તે રસનો ભોગ કરે ।
એહવા સુભાવનો સત્કાર કરી રસ રોકવા ચિત ધરે ।૨૬।
અને વલી જેહના ગર્વનો અને માન ને અપમાન ।
જે દૈન્યનો અને સપ્રવાનો રસ કરે છે પાન ।૨૭।
ધીર્ય અધીર્ય ને ટોંક તરક વચન જે મહા રસાલ ।
તેહનો ભોગ કરે છે ભાવતો મહા રસીક ગોકુલપાલ ।૨૮।
વક્ર વચન જે વલ્લભાના તે રસ ઉદબોધ અપાર ।
અહલાદને ઉપજાવતાનો ભોગ કરે તેણીવાર ।૨૯।
એણે પ્રકારે જે જેહ રસ જેણે જેણે અંગે જેહ ।
જે સર્વવ્યાપી સંચર્યો તે રસનો જ્ઞાતા એહ ।૩૦।
જોઈ જોઈ એ પાત્ર વિષે થકી રસભોગ કરે અનુપ ।
એહવું સર્વ ભકતના મહા ભાગ્યનું ભાગ્યરૂપ સ્વરૂપ ।૩૧।
એ ભક્તસું સદા સર્વદા આદિ મધ્ય અનુરકત થઇ ।
રતિ રમણ ઉછવનો ઉપાસક પરકીયા પત્યાધીન મઈ ।૩૨।
સર્વ સમે સર્વ રસ અભિસારીણીને સર્વોપર રસ ભરે ।
એ સર્વ પ્રકારે સર્વ રસનો ભિન્ન ભિન્ન ભોગ કરે ।૩૩।
એ રસ સહુ શ્રી વલ્લભજીને વલ્લભ સ્વરૂપ આધાર ।
જેહના દર્શન વિના દરસની તિલક કલ ન પડે લગાર ।૩૪।
જેહોના રસની રસીકવર સદા નિરંતર અહોરાત્ર ।
આશા કરે છે અભીનવી એહવા જે મહા સદપાત્ર ।૩૫।
જેહના અનુભવને સદા અહોરાત્ર આરત યુકત ।
ઈચ્છે એહવા મહા અદભુત દાનવ્રત અતિ ઉકત ।૩૬।
પ્રેમના પાત્ર એ પરમ તીક્ષણ તરલ વિલોચના અનુપ ।
વલ્લભજીને રીઝવાના સ્વરૂપથી અધિક સ્વરૂપ ।૩૭।
અનેક સુખના કોશ જેહના અંગ ને પ્રતિઅંગ ।
પ્રેમના માતા પરમ સ્નેહ ભરીત અતિસે રંગ ।૩૮।
અતિ રસીક રસલીલાના જાણ સુજાણ પરમ પ્રવીણ ।
સર્વ સમય સુખના સુખદ જે સુખ અનુભવી નવીન ।૩૯।

અતિગુઢ રસ ને પુરણ મનોરથે ભર્યા ભાગ્યવાન ।
તે ઉભય મનોરથ પુરણ કરવા એહો સમાન ન આન ૧૪૦।

એ મનોરથાંત પર્યંતે પણ તૃપ્તી નહીં કેમે કરી ।
એમ તૃપ્ત અહર્નીસ કરે છે વલી વાંછના ફરીફરી ૧૪૧।

તે અધિક રસ ને અધિક રૂચી ઉપજાવતા અતિ સુરા ।
એમ પ્રેમ પુર્વક પ્રિયાને સૌભાગ્યે ભાગ્ય પુરા ૧૪૨।

વલ્લભ રસના રસીક એ રસાત્મીક વિગ્રહ ભુપ ।
ભુપ ને પરમ શોભા કર જે પરમ ભુષણ રૂપ ૧૪૩।

સકલાર્થ પુરકના સદા એ અર્થ પુરક જેહ ।
એહવા ભકતગણ સત સહસ્ત્ર જુથે મહાપ્રભુજી એહ ૧૪૪।

તે સદા સેવીત છે એહના એહવી લીલાએ યુકત ।
એ સમાજ સહિત સકલ કલાનો નિધાન રસરીત ઉકત ૧૪૫।

એહવો મધ્ય-નાયક જેહોએ મારા અંતઃકરણ મૃદુલ ।
સેવા પરાયણ અવસિષ્ટ રૂપ હૃદય વિસે થઇ સાનુકુલ ૧૪૬।

સદા સર્વદા સર્વાત્મના સ્થિત કરે છે સુખદાઇ ।
તેહોને નમન કરી એહો અલે અખંડીત ઇચ્છા સદાએ ૧૪૭।

સૌભાગ્યને મદે મત થકો એહોનું નિત્યનું જેહ ।
નિસીદીવા કૃત્ય તે સર્વોપર સુખ લીલા-ચરિત્ર તે એહ ૧૪૮।

તે આનંદમય લીલા-ચરિત્ર વિચિત્ર વિવિધ પ્રકાર ।
કાંઇ એ કહું છું વિસદ કરીને ઈચ્છાને અનુસાર ૧૪૯।

જે અતિ અવ્યકત મધુર પરમ રસરૂપ રસ નહીં પાર ।
જે ચરિત્રનું નિત્ય પ્રભુએ નિત્ય કર્યો અંગીકાર ૧૫૦।

રસનો નીધી રસ ભોગીયો તે અનંત રસના પાત્ર ।
રસ ઉપયોગી જે અનંત ભકત પરમ રસીકજન માત્ર ૧૫૧।

એહવાસું વિવિધ વિલાસ પ્રેમે સદા નિત્ય અનુપ ।
લીલા કરે છે અનેક ભાંતે વિહાર મહા રસરૂપ ૧૫૨।

એહવી લીલા કરતા સંપુર્ણ રયણી વિતે જયાંહાં ।
એણે પ્રકારે નિશા અનુભવ્યુ તે રસાશકત પ્રભુ ત્યાંહાં ૧૫૩।

નિશી વીતે સૌભાગ્ય સુખ સમેથી સૌભાગ્ય સમેને અર્થ ।
સુખ તણો અર્થ જયારે જયારે પોઢી ઉઠે સમર્થ ૧૫૪।

તે પોઢી ઉઠે ત્યારે ત્યારે મહા મંગલ નિધાન ।
મોટી રાત્રે ઉઠે તે રૂતુભેદ રાત્રનું માન ૧૫૫।

દીવા માનનાવિકયતે તે સમે વિસે વિસેસ ।
નિદ્રાના સુખને વિસેસ અર્થે ભોજનાદિસો કરે ઉદેસ ।૫૬।

કયારે પાછલી પોહોર રાત્રે સયનોત્થિત તે કરે ।
કયારે છ ઘડીનો કયારે અરૂણોદય ઉષા સમય રસભરે ।૫૭।

રયણીમાં રસ ભરીયથી ઉઠીને ઉદય ઉપરાંત ।
દીવા ચરિત્ર યથોચિત કરે જયાં લગી દિવાનો પ્રાંત ।૫૮।

તે દિવા-ચરિત્રમાં ભકતને એહુ ભાંતી પ્રગટ અયોગ ।
એ અયોગ રસ સંયોગ રસનું આપી સુખ ભરભોગ ।૫૯।

પછે ફરીને કેલી રસ વિલસવા કાજે અભીનવી જયારે ।
આનંદ રૂપે રસભરી આવે રયણી ત્યારે ।૬૦।

તે રયણીને સુખ આપવા મહા સુખનિધી સુખસેજ ।
પાયોધારે ત્યાંહાં તેણે સમે રસમંદીર વિષે કરી હેજે ।૬૧।

રસકાજને સંયોગીયા રસભકત રહે છે ત્યાંહાં ।
કયાં કયાં કોઇ કોઇ ભકતને ઘેર રસભર્યા રસમાં ।૬૨।

રસ સંગ્રામે સુરો સુભટ ઉદીપ્ત પુરણ કામ ।
જે રસીક વર રસ અભિસરણે પોતે પધારે તેહને ધામ ।૬૩।

અતિ પ્રવીણ ચતુર વર સમજે તે સર્વ સંકેત ।
ભકતના મનની વાત લહી કરે અભિસરણ સુખહેત ।૬૪।

એ અભીસરણે કરી ભકતને રસ ધર્મના જે ભાવ ।
તે અધિક અધિક ઉપજે સહીત મનને ચાવ ।૬૫।

એ ધર્મ સંયુકત હોય ત્યારે એહોના જે અંગ ।
અંગનું પ્રભુ અનુસરણ ઇચ્છે સદા મનને રંગ ।૬૬।

એણી પ્રકારે સર્વદા સહુ ભકતના સહુ ભાંત ।
થાએ છે મનોરથ સર્વ પુરણ રસ ભર્યા એકાંત ।૬૭।

એમ રયણી ચરીત્ર કરીને દીવા ચરીત્ર કરે રસ ભરી ।
દીવા ચરીત્ર કરી રયણી ચરીત્ર તે કરે છે વલી ફરી ।૬૮।

એણે પ્રકારે સદા નિરંતર રસ નિત્ય નિત્ય નવીન ।
રસરાસ યુત પરીપુરણ રસભર લીલા હોએ છે અવછીન્ન ।૬૯।

હવે જયાંહાં જે મર્યાદ રીતે પ્રગટ પ્રકારે કરી ।
લીલા પ્રભુજી કરે છે તે પ્રકાર કહું ચિત ધરી ।૭૦।

એ મહા પ્રભુજી અનંગના અનંગનો વર્ધન કામી ।
મહા કામ દાયક અનેક રસનો જાણ રસ અભિરામી ।૭૧।

એણીરીતે એમ એહવી લીલા કરે છે તે ત્યાંહાં ।
જે અનેક ભાંતના વરણુ ભેદે અનેક લીલાના ત્યાંહાં ।૭૨।

લીલા ઉપયોગી પદાર્થ સંયુક્ત અનેક છે ભકત ।
રસ આચ્છાદન ને પુરૂષ જાત રહીત અતિ અનુરકત ।૭૩।

મહા મંગલ રસ રમણીય મંદીરે સદા હોએ વિનીયોગ ।
હવે અહીં એ ભકતને નિત્ય સંયોગ અયોગ ને વિયોગ ।૭૪।

ત્રણે રસનો અનુભવ હોએ છે તે એક સમાજને એક ।
રસનો અયોગ વિયોગ ભેદે અનુભવ હોએ અનેક ।૭૫।

અને એક સમાજને એક રસના વિયોગ સંયોગી રીતે ।
એહવે ભેદ સુખ અનુભવ હોએ છે સદા સર્વદા પ્રીતે ।૭૬।

એમ નિત્ય અનુભવ હોએ તે અનુભવ કરવા કાજ ।
રાત્રે એ ભકતનું ગ્રહ ગમન લીલા પ્રગટ કરી મહારાજ ।૭૭।

આદર સહિત આદરી એ લીલા સ્વાદ તારતમ્યે કરી ।
તારતમ્યથી તે અધીક રૂચી ઉપજે અતિ રસભરી ।૭૮।

સુખ શીતલતા ઘામ છાહાથી અધીક ઉપજે જેમ ।
એમ સંયોગ ને વિયોગ ને એ વિયોગે સંયોગ તેમ ।૭૯।

તેથી અધિક રસ ઉપજે છે માટે ઉભય રસનો સ્વાદ ।
પોતે ભકતસું અનુભવ કરી અને કરાવે છે આદ ।૮૦।

તે એક સમાજને રાત્રે સંયોગ એકને તે વિયોગ ।
તે વિયોગ રસના એણેસમે જે દાનપાત્ર જે રસજોગ ।૮૧।

તેહને અયોગ રસનો દિવસે અનુભવ કરાવી તેણીવાર ।
સંયોગે રસ મહાદાનને અર્થે કરી વિચાર ।૮૨।

વિયોગ રસ અનુભવ કરાવા સંપુર્ણ દીવા ચરિત્ર ।
એ ચરિત્ર કરીને રાત્રે જ્યારે જ્યારે રસીક વિચિત્ર ।૮૩।

મહાનાયક રસરીતે રસીક રસ સાર સમોહે તે જ્યારે ।
ક્રીડા કરવા સુખ સેજ્યાએ પોઢવા પધારે ત્યારે ત્યારે ।૮૪।

સદા સંયોગ રસના અનુભવી ભકતને તેણીવાર ।
આપાપણે સ્થલે કરે વિદાય તે પછે પ્રભુ પરાયણ સાર ।૮૫।

અતિ સુખદ શીરોમણી ભકત ભાવભર સહુ કોઇ ।
વિદાય થયા પ્રેમે પાગ્યા આરત્યા શ્રીમુખ જોઇ ।૮૬।

શ્રીઅંગ અંગ માધુર્ય રસનું રસે કરતા પાન ।
રસપાન કરતા રસે રાતા માતા ભાગ્યવાન ।૮૭।

ઉનમત અતિ સોભાગ્ય મદની શોભા સિંધુમાં સણ્યા ।
પીયને સૌભાગ્ય બલે તે બલવંત જાય નહીં વખાણ્યા ।૮૮।

અતિ રસાવેસે આવર્યા બડભાગી વલતા જ્યારે ।
પોઢે પ્રિતમજી પાતલો સુખસેજ પોતે ત્યારે ।૮૯।

એ ભકત સહુ હેજે ભર્યા પ્રેમે ભર્યા નરનાર ।
ઘર દીશા વલવાનો તે અહીંએ કરે મન વિચાર ।૯૦।

પછે ભાવ રૂપ પ્રભુ સ્વરૂપને લેઇ હૃદયમાંહાં ।
એ પ્રભુને ચરણારવિંદે દેઈ અને મન ત્યાંહાં ।૯૧।

તે અનેક વલ્લભા તણા યુથ તે અધીક એકથી એક ।
તે અનેક મુકતા મણીએ ભુષિત દિવ્યાંબર વિશેક ।૯૨।

ચારૂ વકતા કોકીલ વયણા સ્વરૂપ શુભ કોઇ ।
એહવી હેમ વરણી સુખદ પ્રિયનું શ્રીમુખ જોઇ જોઇ ।૯૩।

સાત્વીકતાએ આવરી ઓવારણા લેઈ લેઈ ।
અનેક ભાંતે અભિનવી તે સત્ય આશિષ દેઈ ।૯૪।

એમાંહાં શ્રીઅંગ અભિલાષીત જે અતિ એકાંતી નાર ।
વિપ્રયોગ અવસ્થાએ વિવસથી તે શકે ન કરી ઉચ્ચાર ।૯૫।

અનુભવ રસના મહા રસીયા પામ્યા પ્રિય રસરંગે ।
નાયકા ત્રિવિધા તણા ટોલ તે પરસ્પર થઈ સંગે ।૯૬।

વયક્રમ ભેદે બાલા તરૂણી કીશોરી કામરૂપ ।
મુગ્ધા મધ્યા અને પ્રગલ્ભા સર્વ કો રસીક અનુપ ।૯૭।

મહા મંદીરથી એક એકને મલે તે તે મલે ભલી ।
સેન કરી કરીને તેડે છે યુથ મલી મલી ।૯૮।

પોતે પોતા પોતાને ઘેર પધારે તેયદ્ધે એહ ।
ઘેર પધાર્યા તે પછી અસ્થિત અવસ્થા કહું તેહ ।૯૯।

જે એ ભક્ત ઘેર પધારીને કોણ કોણ કરે છે કૃત્ય ।
આચરે છે અવસ્થાએ યુત તે કહું છું મનધૃત્ય ।૧૦૦।

જે પ્રથમ એ સદા અચલ સોહાગી સર્વ ભકતે ।
મહા રસમઇ મંગલ નીધી મંદીરમાં અનુરકતે ।૧।

તે છ પ્રહર સુધી ભાવાનુસારે સ્વરૂપ અનુભવ કરી ।
તે સ્વરૂપાનંદ રસભર થકી અનુરાગ આનંદ ભરી ।૨।

આરત ઉત્કંઠા યુતે આપણી મલતી પાણે ।
વારતા હાસ્ય વિનોદ કરતા શંકા કેહેની નવ આણે ।૧૦૩।

રમણીય રસ રાજે તે મંદીર થકી સાત્વીક ભાવે ।
વિપ્રયોગ રસના દાનપાત્ર નિશ્વાસ સહિત સુભાવે ।૧૦૪।

તે નમન કરી કરી ફરી ફરી ઓવારણા લેઈ લેઈ ।
ઘેર વલ્યા પરમ સૌભાગ્યા વ્હાલાને આશિષ દેઇ ।૫।

પ્રિયને રૂપે રંગ્યા મહારસ ભર્યા તે અનુપ ।
ઉછાહા આનંદે ભર્યા ઓછાર્યા મોહક રૂપ ।૬।

અનુરાગ્યા મહાભાગ્યે પુરા સ્નેહ વાત્સલ્યે પુરા ।
જેહના પ્રતિઅંગ સ્વરૂપ રસે ભીના ન રહ્યા અધુરા ।૭।

તેણે ભાવબીજ અંકુરીત થયા અને મન પ્રસન્ને તેહ ।
પ્રસર્યાં તે હેને તે હાસ્યે કરીને અતિ પ્રમોદે એહ ।૮।

પ્રફુલ્લીત થઈ ફુલીયા પ્રિય સૌભાગ્ય રસે રહ્યા લસી ।
સફલ ફલે ફલ્યા થકા દ્રષ્ટિ સ્વરૂપમાં રસી વસી ।૯।

અંગ અંગે શ્રીઅંગની આભા અનુપમ વિસ્તરીય ।
ફેલી અને રંગમગી રહી બાહ્યાંભ્યંતર રસ ભરી ।૧૦।

એહવા પદ્મ પન્નાક્ષીના ફુલ તે અધીક એકથી એક ।
એક એકને સ્કંધે બાંહો ધરી અને ચાલે છે તે અનેક ।૧૧।

કો હાથા જોડીએ હાથા વલગી વલગીને ચાલે છે ।
કો આગલ પાછલ હાર કરતા મલપતા મહાલે છે ।૧૨।

તે વાત વ્હાલાની કરતા જે જે શ્રીમુખે કહી ।
તે જેણે જેણે જેમ જેમ ધરી છે તે કહે છે ઉમહી ।૧૩।

નિજ મંદીરથી દુર ભકતના તે ભવન સુધી એકતાર ।
ગલીમાંહાં ભીડ ઘણી ભરી તેહનો થાએ નહીં વિસ્તાર ।૧૪।

સનમુખે કો આવે તે ઠેલ્યું ફરી સાથે થાય ।
પણ મધ્ય થઈ એહોમાંહાં કેણે નીસરી ન જવાય ।૧૫।

તિલ પડવાનો કહીં ઠામ નહીં અને ગલીમાં ન સમાય ।
અનુભવ્યા રસને ભાવે ભર એણીભાંતે ચાલ્યા જાય ।૧૬।

એમ શ્રી ગોકુલની ગલી ભીડ ગલી ગલી ।
એ ભીડે કરીને અટકતા અટકતા મનની રલી ।૧૭।

રંગે તે ચાલો ચાલો કરતા ચાલે છે મનભાવી ।
તે મહા મંદીરથી આરંભીને રતનચોક આવી ।૧૮।

ત્યાંહાં થકી એહો પાસ થયા તે કો શ્રીજીની હવેલી ।
મોટી મહાભાગ્ય રાસને રહેવાની રસવેલી ।૧૯।

બડી હવેલી કહેવાય તેમાં આવી રસ ભરીયા ।
કો કર્ણવેધની હવેલીએ આવ્યા પ્રિય ચિત ધરી ।૧૨૦।

કો યશોદાઘાટ ને ઠકુરાણીઘાટ છે જ્યાંહાં ।
કો ચહુટે ને ખરીકમાં જે જ્યાંહાં રહે છે ત્યાંહાં ।૨૧।

કો કહીં કો કહીં એણીપેરે એવી ભાંતે ચાલ્યા આવે ।
રસ સિન્ધુની ધારા ધસી એણીપેરે દીઠા ભાવે ।૨૨।

મધ્ય મધ્ય ભુજ લટકનીએ એક એક આગલ થાય ।
તે વિવિધ ભાંતના તરંગ ઉઠે વચને કહ્યા ન જાએ ।૨૩।

અને અતિ રસાલા મીઠા મધુરા પરમ મનોહર જેહ ।
ભુષણ અનેક પ્રકારના જે શબ્દ બોલે છે તેહ ।૨૪।

તે જાણે સાગર સુધાનો ગાજે છે અતિભર ગર્વ ।
એણે પ્રકારે યુથ ભવન ભવને સિધારે છે સર્વ ।૨૫।

એમ આપાપણે ઠોર પધાર્યાં પ્રેમે ભર્યાં આનંદ માંહાં ।
આરત જ્યુત જેકો જ્યાંહાં રહે છે આવી બેઠા ત્યાંહાં ।૨૬।

કો આગલથી આવીને રહે સામા દ્વારે ફરી ।
પાછલ રહયા હોય તેહને તેડવા તે અતિ હીતભરી ।૨૭।

તે મલીમલી સંગ આવ્યા પરસ્પર લેઈ ઘેર ।
કો ભગવદીને ભોજન હીતે પધરાવે કરી બહુપેર ।૨૮।

તેને સ્નેહ વાત્સલ્યે કરી પકવાન વિવિધ પ્રકાર ।
તે યથા સંપતિએ લેવડાવે કરી બહુ મનુહાર ।૨૯।

કો ગીધા રસે ગુણગાન ને કો સ્વરૂપ રસે વલી ।
જે રસે યુત જેમ આવ્યા વણ લીધે બેઠા ભલી ।૩૦।

પછે કો અટાલીએ કો આંગણે કો ઘર ભીતર એકાંત ।
કો તિબારીએ કો યમુનાજી તીરે બેસે સંત ।૩૧।

કો કેમ કો કેમ એણે પ્રકારે ભગવદી સહુ કોઈ ।
તે પ્રાણ પ્રિયના સ્વરૂપમઈ રસ રીતે એકત્ર થઇ ।૩૨।

એમ ભવન ભવને પાંચ સાત તે એકઠા મલીમલી ।
મલતીપાણે ન્યારા ન્યારા બેસે છે તે ભલીઅ ।૩૩।

કો નિરાવરણ એકાકી એક ત્યાં બેસે છે તેણીવારે ।
એમ બેસી બેસી પોતા પોતાના અધિકારને અનુસારે ।૩૪।

પ્રેમ પુર્વક સમ્યક પ્રકારે પ્રભુજીના ગુણગાન ।
તે પ્રકાર કહું છું વિસદ કરી જે કરે ભાગ્યવાન ।૧૩૫।

જે સ્નેહ મહાતમ ભેદે આનંદમઈ અને તાપમઇ ।
ગુણાત્મક સ્વરૂપાત્મીક સૃષ્ટિ જેણે જેણે પ્રકારે થઈ ।૧૩૬।

આપપણા ભાવ અનુરૂપે સુણી શ્રીમુખ થકી ।
પાત્ર પ્રમાણે ધરી વાત તે કહે છે સહુ સ્વકીય ।૩૭।

અનુભવ્યા અનુભવ રસનું અવગાહન રસાલ કરે ।
અનુભવ તણી દ્રઢતાને અર્થે વ્યશનત્વે મન ધરેઅ ।૩૮।

જેણે જેણે જે જે અનુભવ કરી અનુભવતા ભાવ સમાન ।
અનુભવે રસ પામ્યા છે તે તે રસનુ કરે ગાન ।૩૯।

તે છાયામાત્ર કરીને હું સુચન કરૂં છું એહ ।
કો ત્યાં ભાંત ભાંતની પ્રાણ વલ્લભજીની કરી જેહ ।૪૦।

મીઠી મધુરી પરમ વલ્લભ વાત સુણી છે તેહ ।
તે તે વાતનો અનુવાદ ભાવભરે કરી કરી નેહ ।૪૧।

કો વિયોગે આકુલા ઘણું તે ખેદનો નહીંપાર ।
આપોપું નિંદી નિંદીને તે કરે છે તિરસ્કાર ।૪૨।

કો રસે ભીના વાતના રસીયા પુછે ફરીફરી ।
દોહરાવીને તે વાત કહે છે રસે ઉલટ ભરી ।૪૩।

મન મનોરથ ચઢે વાત કહે રસ ઉદબોધ રસમાંહાં ।
કો પોતાને મનોરથે ભાવીત ભાવતાની ત્યાંહાં ।૪૪।

કો સરલ મને સહેજ કહે છે સાંભલે છે સાધ ।
તે હું શ્રવણપંથ-થી કો સંદેહ રહે નહી તે આધ ।૪૫।

એણે પ્રકારે પરસ્પર વાતના રસતણો ।
એમાં સુખ અનુભવ કરે છે પ્રણય યુત ઘણો ઘણો ।૪૬।

કો ત્યાં રસ વિસક સમે સમેના શ્લોક પ્રસ્તાવીક ।
નાના પ્રસંગ પ્રીતમજીએ કહ્યા છે જે રસીક ભર ભાવીક ।૪૭।

અન્ય ઉપદેસે કથન જે કહ્યા છે જે જેહ ।
તે પોતા વિષે જોજન કરે આપણને કહ્યું એહ ।૪૮।

તે કહી કહીને ફરી ફરી ચર્ચા અતિસય કરીય ।
સુખ પામે છે સુખનીધીને રસે ઉર ઉભય ભરી ભરી ।૪૯।

કો ત્યાં પ્રીતમજીએ ટીકા ટીપણીની રસાવિશેકે ભરી ।
કથા કહી છે તે શ્રીમુખ વચનને સબંધે તે કરીઅ ।૫૦।

જે જે શબ્દ જેહોના કાનમાં મનમાં રમી રહ્યા જેહ ।
તે તે ભાવયુત વારંવાર કહી મનસું સરાહે છે તેહ ।૧૫૧।

કો ત્યાં વ્હાલાજીએ માર્ગ મર્યાદાના ગ્રંથના જે વચન ।
જે નીર્ભય રૂચી કરી કહ્યા છે તે સાંભલીને મન ।૫૨।

મન ભાવતે મારગ બલે સાધન તણો આદર ।
અનાદર સ્થાપન કરે છે ઉત્કર્ષતાને ભર ।૫૩।

કૌ માર્ગનું સિધ્ધાંત કો સિધ્ધાંત સ્વરૂપનું કહી ।
સ્વજાતી સમાજને બોધવે છે યથામતી રસ લહી ।૫૪।

કો ત્યાંહાં જીવનજીએ હાસ્ય તે મુખાંબુજે મુદીત હાંસી કરી ।
તેહનો રસ તે બાહ્યાભ્યંતર સર્વાંગ રમી રહ્યો ભરી ।૫૫।

તે ફરી સંભારતા મનમાં માતો નથી તે એહ ।
તે ઉમંગી ઉમંગીને ઉમંગસું અનુકરણ કરે છે તેહ ।૫૬।

તે અનુકરણ અતિ આનંદ કર આનન ઉદ્યોત વિસેખે ।
તનમયતાને બલે કરીને સાંગોપાંગ તે સ્વરૂપને દેખે ।૫૭।

કો ત્યાં પરમ પ્રિય મન ભાવતી હાંસીના કહે છે ભાવ ।
કો હાંસીના સિધ્ધાંત કહે છે સ્વતઃ સહેજ સુભાવ ।૫૮।

કો કહે લજ્યા રહિત લાવણ્ય ભરી હાંસી જેહ ।
પ્રભુએ કરી તે આપણા આનંદ વરધન એહ ।૫૯।

કો ત્યાં ચતુરવરે ચાતુરીસું તે ટોંક કરી કહીય ।
તેહનો આસય વિચારતા તે સમજીને તે લહી ।૬૦।

પછે અધીરની પેરે ફરીફરી તે અધીક હંસે છે એહ ।
હંસી હંસીને ટોંકના રસનો સ્વાદ લે છે તેહ ।૬૧।

તેથી સુખ સાગરના તરંગ ઉઠે છે બહુ પ્રકાર ।
અનુમોદન એ સ્વાદનો પામે નહીં કાંઈ પાર ।૬૨।

કો ત્યાં અતિ આનંદ પ્રેમભર્યા પ્રભુજીના પરમ રસાલ ।
તે ગાન ધોલ તણા કરે છે રહિત દેહ સંભાલ ।૬૩।

એ ગાન કરતા અધીરથી અંગઅંગ પુલકીત થાય ।
આનંદ આંસુ ભરી આવે હૈયે હરખ ન માય ।૬૪।

જકીથકી ચિત્રવત થઈ રહયા અતિ સિથીલતા ગતીમંદ ।
ઉછલી સર્વાંગે તે આવે પ્રગટ અનુભવાનંદ ।૬૫।

તે ગાન કરતા ગાન માંહાંથી મહા ભાગ્યવાન ।
તે પ્રકારાંતરે તે તે રસનું કરે છે રસપાન ।૬૬।

ત્યાં કો પોતાના મનને લક્ષે કરી લક્ષણા વિસે આણે ચિત ।
તેથી પ્રાચીન પદ દુહા ગાહાગાથાની કડી કહે કવીત ।૬૭।

કો ત્યાં પોતાના સ્વરૂપ સબંધી અનુભવ વિચારે મનમાંહાં ।
કો ત્યાં અનુભવનો જે સમે તે મનમાં રમી રહ્યો ત્યાંહાં ।૧૬૮।
તે વિચારી વિચારીને સમાન શીલ સખીસું કહે જેહ ।
તેહને એહનો અનુભવ સુણેથી પોતે કર્યો છે તેહ ।૬૯।
ત્યાંહાં તે અનુભવની સુરતી આવે છે તેણીવાર ।
તે વલી ફરી પોતાનો અનુભવ કહે છે વિસ્તાર ।૭૦।
કહેને તો કાંઇ સમજ નહીં અને ઇચ્છે નહીં પ્રતિબોધ ।
જેહના વિછોહના સંદોહમાંથી સ્વરૂપે કર્યો છે નિરોધ ।૭૧।
કો ત્યાંહાં દર્શન કરી આવ્યા છે તે સર્વાંગે અંગઅંગ ।
પ્રતિ અંગની શોભા પોતાની અંગઅંગ રહયા સંગ ।૭૨।
રમી રહી છે રસવસેથી સરાહી સરાહી ।
ને ભાવ તે ભાવે કહે છે પરસ્પર ઉમાહી ।૭૩।
એક ત્યાં તનીયો પહેરતાની લઘુ લાઘવતા ચપલાઈ ।
તે સરાહે છે એક એકમાંહાં કહે છે કહીય ન જાઇ ।૭૪।
કો ત્યાં શીષથી જુડો છોડયાનો લટકો મહાસાર ।
તે રીઝી રીઝીને સરાહે છે તેહ વારંવાર ।૭૫।
કો સરાહે છે એ કેશની જે સરલતા સુખરૂપ ।
ભર એકથી એક અભીનવી આભા તે આનંદ રૂપ ।૭૬।
કો ત્યાં કહે છે જે આજ પગના પેચની કોઇ એક ।
અલબેલી અતિ વિલક્ષણ ભાંત સરાહે છે એક એક ।૭૭।
કો તાં કહે છે જે પાગ પરમીત પેચની સુંદરતાઇ ।
જેહની આભા આગલ શોભા સઘલી રહી છે તે દબાઇ ।૭૮।
કો સેજ બેઠા તણી ભાંત સારાહે છે અનુભવી ।
કો મુખ કમલ લાવણ્ય જોયાની શોભા તે નવનવી ।૭૯।
કો અતિ સુદેશ વરેસ સૌંદર્યનિધી અનુભવ તે સ્વરૂપ ।
તે સરાહે છે ફરી ફરીને મહા રસભર્યું જે અનુપ ।૮૦
સ્વરૂપ રસની અગાધતા અને વલી ગહેરાઇ ।
ગંભીરતાને સરાહે છે ને સરાહે ધીરાઇ ।૮૧।
કો ચીતવની સરાહે છે કો સરાહે છે ભ્રુ વિલાસ ।
કો મુસકની સરાહે ને તેજ તરૂણા સુખરાસ ।૮૨।
કો રૂપ સુંદરતા સરાહે ને વાણી મધુરા બોલ ।
કો સરાહે સર્વાંગને કહે ના આવે એહની તોલ ।૧૮૩।

એ પરમ અવ્યક્ત મધુર મધુર કહી કહી સરાહે મન ।
વલી ફરી ફરી એહજ કહે રૂચતુ નથી કાંઇ અન્ય ।૧૮૪।

કો ત્યાં સમસ્ત નિજ સ્વકીયના મનને નચાવતું તે જે સ્વરૂપ ।
એહવા સ્વરૂપના ગુણ સરાહી ને કહે છે અનુપ ।૮૫।

કો ત્યાં રસીકવર મહા મુગટ મણીતું સર્વને સુખદાઈ ।
એહવું મીઠું સીલ એહવા સીલનો તે વિચાર કરે સમુદાઈ ।૮૬।

કો ત્યાં મીઠા મધુરા સ્વભાવનો કરે બહુ વિચાર ।
કો જ્ઞાન દીપકનિ સબુદ્ધ તત્વનો પામતા નથી પાર ।૮૭।

કો સખ્ય હૃદય તણા ધણી સ્વરૂપ સબંધી જેહ ।
અતિ સુખદ વાત્સલ્યે મનોરથ વિચારે છે તેહ ।૮૮।

ને તે મનોરથ સાચા સફલ કૃત પરીવસાઇ એહ ।
કો ત્યાં ભક્ત વત્સલ પ્રભુજીએ વાત્સલ્યતા કરી નેહ ।૮૯।

તે પ્રભુજીની વાત્સલ્યતા પોતાના ભાગ્ય સરાહી ।
સરાહી ને તે વિચાર કરે છે અંતરમાં ઉમાહી ।૯૦।

કો પ્રભુજીની કારણ રૂપ કૃપાનો કરે છે વિચાર ।
કો કરૂણા દાનદયા તણો તે વિચાર કરે બહુવાર ।૯૧।

જે કો નિત્ય પ્રભુના ઉરમાંહાં વસીયા છે તે ત્યાં મુખ્ય ।
પોતા પોતાના રસ વિષે પ્રાણ પ્રભુથી પામવા સુખ ।૯૨।

સુખ પામવાના મનોરથની રચી રચના કરી ।
એમ વિચારે છે મનમાંહાં તે પરમ ઉલટ ધરી ।૯૩।

કો જાણતાજ નથી પોતાના સુખનો વિચાર ।
પ્રભુના સુખના વિચાર રહે જે કરીએ કોણ પ્રકાર ।૯૪।

વ્હાલો સુખી હોએ તે પ્રકાર તે વિચારે મનમાંહાં ।
પ્રિય સુખાર્થના અર્થને સર્વ સમર્પે ત્યાંહાં ।૯૫।

પોતાના રસ ઉપયોગીણી સામગ્રીનો સંયોગ ।
કરવાને એહ વિચાર રહે કયારે આવસે વિનિયોગ ।૯૬।

એહભાવે તે સામગ્રીની રક્ષા કરે ને જતન ।
ઉપયોગનો શુભ સમય તેહ વિચારતા રહે મન ।૯૭।

જ્યાંહાં જ્યાંહાં ઉતમ સામગ્રી હોએ ત્યાંહાં ત્યાંહાં જઈ જઈ ।
તેહને આગલ દિવસને કાજે પ્રબોધ કહી ।૯૮।

કો ઉતમને જોઇને પોતે સુચવે સંયોગ ।
જે કયારે એને પ્રાણ પ્રભુસું આણીએ વિનિયોગ ।૧૯૯।

કો પ્રીતમના મનની રૂચીને વિચારતા રહે ત્યાંહાં ।
મારા વ્હાલાજીને શું ગમે અને રૂચી રહે છે કયાંહાં ।૨૦।

કો દરસ રસે લોભી રહ્યા બીજો નહીં વિચાર ।
સ્નેહ ભરે એહજ એહ રસે માતા નિરખે વારંવાર ।૧।

કો વાત્સલ્યતા મનમાંહાં વિચારે રખે એહોને કોઇ ।
કોઇ ભાંતનો શ્રમ ઉપજે એમ કરે કારજ જોઇ ।૨।

કો કેવલ સુખ સેજયાનો આનંદરસ વિચારે છે આંહાં ।
કો સદા રૂચીકર સેજના સાજને સરાહે મનમાંહાં ।૩।

જે કોઈ રસીયા રસ અનુભવ તણા બેઠા છે મલતી પાણ ।
તે પ્રિય સબંધી ગુંઝ રસનું કહે મહેલી કાણ ।૪।

બંધ વિશેષના બહુ ભાવ ને અભિનવી રસની રીત ।
રીઝી હંસીહંસી પરસ્પર કહે છે તે કરીકરી પ્રીત ।૫।

કોઈ એક ત્યાં વલી એક એકને ગુંઝ કહે છે તેહ ।
તે તમો કાંઇ વ્હાલાજીની એક વાત જાણો છો એહ ।૬।

જે એક દિવસે એક કુલવધુ કામીની અતિ સકુમાર ।
તે સ્ત્રી સ્વરૂપ લઇ અણે તણખી તતક્ષણે તેણીવાર ।૭।

એક ઠોર ઉભી રહી હતી દિવા-ચરિત્ર મર્યાદ જયાંહાં ।
અયોગ રસમાંહાં પ્રીતમે પ્રણય રસભર ત્યાંહાં ।૮।

સંયોગ રસે સવાંગ સાણી ને પુષ્ટ રસનો સ્વાદ ।
લીધો જે અસ્પર્શતાએ સ્પર્શ કરીને પોતે આદ ।૯।

સિરમોર સુખનો સુખ અનુભવ કર્યો મર્યાદ ભક્ત કરી ।
ઉભય રસની આસ પુરી આનંદે તે ભરી ।૧૦।

એ સમેનું લલીત મનોહર લાવણ્ય નીધી સંયુક્ત ।
અતિ અદભુત રૂપ પ્રગટ કરી કહ્યું જાય નહીં રસભક્ત ।૧૧।

નિરમાણ એહનું થાય નહીં એહવી લીલા કહીય ન જાએ ।
એ લલીત લીલા કહી કહીને પરસ્પર તે સરાહે ।૧૨।

એક કહે એસું જો એહ ભોગી ભકત રસ મહારાજ ।
તે રસનું સુખ હું કહું તે તમો સાંભલો આજ ।૧૩।

જે એક દિવસે ઉથાપને સૌભાગ્ય સભા મંઝાર ।
અનુરકત નવરસ ભરી નવલી પરમ સુંદર નાર ।૧૪।

તે વિદા થવાને આવીયા તેણે શ્રીમુખ જોઈ હીતભરી ।
શ્રીચરણે બડીવાર સુધી રહયા મસ્તક ધરી ।૨૧૫।

તે રસીકવરે ઉઠાવવા શીસે શ્રીકર આયો કરી ।
અને અધર સ્પર્સ્યો ને ભામીનીને ભાસે ભાવ ભરી ।૨૧૬।
એમ પરસ્પર પ્રવાહ રસના પ્રગટ થયા તે અનેક ।
એવી વિલક્ષણતાએ કોટી વૈભવ વિલસ્યો કરી તે વિવેક ।૧૭।
એ ભાવ નિરભર ભર થકી ભાવસું પ્રમુદીત થઈ ।
વોહોટી ઉખણી તેઉ તેહથી અંગ અંગ થયા રસમઇ ।૧૮।
એણીપેરે કહી કહી કૌતુકના લક્ષણને તે સરાહે ।
પરસ્પર એમ હંસીહંસીને અંતરમાં ઉમાહે ।૧૯।
એહવામાં એક કહે છે છાના કરી ઉચાર ।
આજના સ્મીતનું નિમિત મેં સહુ કર્યું છે નિરધાર ।૨૦।
એ સુંદરવરે સ્ત્રી હૃદય ધરીને નિહાલ્યુ સર્વાંગ ।
નિરખ્યાનો મોદ માતો નથી કોઇ એમ કહે મલી સંગ ।૨૧।
એક કહે છે જે જ્યારે એ સ્વરૂપ પ્રભુના મહા સુયસ તણો ।
કો વિસ્તાર કરે છે તે પ્રભુજીને યશ સુણતા સમય તે મોદ ઘણો ।૨૨।
કોઇ સુખાવહ સંકોચ યુત હાસ્યને પ્રકાશ તે રસભર ।
એહો પાસ ચુચુતો રસ વહે છે તે સમય મુખાર્વિંદ ઉપર ।૨૩।
તરલ તેજના તરંગ ઉઠે છે વિલાસયુત હોઈ ।
એહવા શ્રીમુખ સહિત સરાહે છે શ્રીઅંગને તેહ જોઈ જોઈ ।૨૪।
કો બેઠકની તિબારી આંગણ છજા અટાલી સાર ।
તેહની સુંદરતાને સરાહે છે રીઝીને વારંવાર ।૨૫।
કો શોભાની શોભા સરાહે જે આજ વૈસ્નવ એહ ।
કો અભીનવી ભાંતે બેઠા દીઠા એ કહે છે તેહ ।૨૬।
આશિષ દે ઈછે અભિનવી આણી આણીને ચિત ।
એમ શ્રી પ્રભુજીને સંગ રાજે સદા સર્વદા નિત્ય ।૨૭।
કો મહારસ મણી મંદીર રચનાની કહે છે વાત ।
કો કહે છે જગત આભરણ પીછવાડી ને એ છાત ।૨૮।
સમીયાણા સમર્પણ કરનારના મહાભાગ્ય મોટા તેહ ।
જેહની શોભાનો ભોગ ભોગ્યવર પ્રભુજી કરે છે એહ ।૨૯।
શોભાના ભાગ્યની સરાહના કરે છે એહવા કહી કહીએ ।
કો સર્વોપર ભાંતે જગત ઉદ્યોત જે રહીએ ।૩૦।
તે અતિ મનોહર પરમ સુંદર એસરા જે પરી ।
અહીં લખી તે તેહને સરાહે અતિસે ઉલટ ભરી ।૨૩૧।

કો અનેક ભાંતના દ્વીપ દ્વીપાંતરના જે સુંદર ચિત્ર ।
વૃક્ષ પક્ષી આદિ લખ્યા છે જે જે મહા પરમ વિચિત્ર ।૧૩૨।

તેહને સરાહે કહે છે જે મહાભાગ્ય એહોના અહીં ।
જે એહોને એક પલક પ્રભુથી વિછોહ છે નહીં ।૧૩૩।

કો મહામંદીરે મહેકતી મહમહે સુગંધ પ્રગટે છે તેહ ।
તેહની સરાહના સાત્વીક ભાવે કરે છે તે એહ ।૧૩૪।

એણપ્રકારે જે જે રસનો અનુભવ કર્યો છે જેમ જેમ ।
તે તે અનુભવ પરસ્પર એક એકને કહે છે તેમ ।૧૩૫।

અને એ મધ્યે કોઈ કોઈ ભક્ત જે સુખ સ્નેહના ધણી ।
પ્રેમવંત વીરલા છે રસીક તેહને આરત ઘણી ।૧૩૬।

એ પ્રભુ પાસ વિદા થયા તે સમયથી એણીપેરે ।
વ્યાકુલ થકા વિરહ અગ્નીએ અતિ તપ્ત આવ્યા ઘેર ।૧૩૭।

એણે જેણે પ્રકારે જેજે રસનો કર્યો છે અનુભવ ।
તે તે રસ સબંધી વીરહ દુઃખ ને દુઃખ દારૂણ દવ ।૧૩૮।

દારૂણ દવે આરત્યા થઇ અને આકુલા અકુલાએ ।
વિપ્રયોગ અવસ્થા અદભુત પીડે તે વચને કહ્યું ન જાય ।૧૩૯।

મહામત કામરૂપી કરી કામરૂપ કદલી વન ।
એહવા વનને ઉનમુલન કરે છે વિપ્રયોગનું દન ।૧૪૦।

અનુભવ રૂપી બાગ જે અતિસય મહા વિકરાલ ।
તે હૃદયને કામનો ઉદય કરી વિદારે તતકાલ ।૧૪૧।

તેથી કો ત્યાંહાં દુઃખે દિગમુઢતાસું અલગા થઇ એકાંત ।
તે અણબોલ્યા બેસી રહ્યા છે મૌન ગ્રહી થઈ શાંત ।૧૪૨।

લજ્જા તે રૂપી સંકલાએ બોલી શકે ન અહીં ।
મન સમજે પણ મુખે કરી કાંઇ કહેવાય તે નહીં ।૧૪૩।

કોહોના પ્રાણ વિપ્રયોગ સમે રહી દુઃખ વધારે તે પ્રચંડ ।
એ પ્રાણજ પ્રાણને પોતેથી તે કરે છે સતખંડ ।૧૪૪।

કો બેઠા બેઠા સોચાતુર થકા સ્વરૂપ ઉરમાંહાં લઇ ।
અવનીને નખસું વિદારે થઈ અનેક દુઃખમઈ ।૧૪૫।

કેહેને ત્યાં પ્રબલ વિરહ અવસ્થા વ્યાપી જે ઉરમાંહાં ।
તે બાહાજય પ્રગટ કરે નહીં કમલાઇ રહ્યા ત્યાંહાં ।૧૪૬।

એક કહે અનુભવ તણો જો હું કરૂં છું મન વિચાર ।
તો દારૂણ દુઃખ ચોગણું ઉપજે પામતા નથી પાર ।૧૪૭।

એ રયણી કોટીયુગ સમ વિતે વેગે જાશે કયારે ।
એ સ્પર્શ સુખ વિના સુખ કેમે થાતુ નથી તે વિચારે ।૨૪૮।

કો ત્યાં કહે છે વ્હાલાજી અમને પ્રગટયો સંતાપ ।
એ સંતાપથી કરૂણા કરીને વેગી કાઢો આપ ।૪૯।

કો ત્યાં કહે પ્રાણપ્રભુ તમો સનમુખે સિંચન કર્યું ।
તે મુહુર્ત મારૂં કયાં ગયું અતિ ચુચુતુ રસભર્યું ।૫૦।

એ સુચારૂ શ્રીમુખ વચન વિન સાંતા તે થાતી નથી ।
સાનિધ્ય તેડીને સુનાવો સ્વતઃ પોતેથી ।૫૧।

કો કો ત્યાંહાં અતિ રસ વિહારે વિલસે છે તે જ્યાંહાં જ્યાંહાં ।
સંકેત મંદીરે સ્થલ પ્રીતમજી તે પોઢે ત્યાંહાં ।૫૨।

પ્રેમ રસાધિન થઇ થઇ રસ અભિસરણ તે કરી ।
ને પધાર્યા છે ત્યાંહાં ત્યાંહાં પ્રેમવતસું રસભરી ।૫૩।

તે પ્રીયતમાસું અનેક પ્રકારે હોએ વિવિધ વિલાસ ।
એણીપેરે નિત્ય પધારીને એ પધારે સુખરાસ ।૫૪।

કો ત્યાં મનમાં ગુણનીધીના જે ગુણને સંભારે જેમજેમ ।
તેણે નયણે નીર પ્રવાહ અતિસે ચાલે જે તેમતેમ ।૫૫।

વલતા જે કો અતિ દુર્જન છે એ રાસ અજ્ઞાની ।
તેથી દુરાવે છે પણ રોકયા રહેતા નથી તે માની ।૫૬।

મહા દુરાયાસ એ રોકવું તે સમજે નહીં કાંઈ આન ।
એ રોકવું તેહજ લહે જે હોએ છે સ્નેહવાન ।૫૭।

કો નિસ્વાસ મેલી મેલીને તે કંઠ ગદગદ થઇ ।
ગાઈ ગાઈ ઉઠે કેહેને સમુજે નહી થયા એ રસમઈ ।૫૮।

સર્વેના સર્વ ધીરજ ખંડીત થઈ અને છુટી જાય ।
તેથી સોચ સંતાપ ખેદના તે સમુદ્ર પ્રગટિત થાય ।૫૯।

વિહવલતા રૂપી વડવાનલ તે છે તેણીવાર ।
એ સમુદ્રમાંહાં નિમગ્ન થયા પામે નહીં કાંઇ પાર ।૬૦।

તેહને ત્યાંહાંથી પ્રભુ વિશેકના અભિપ્રાય તે રૂપ ।
સરજીયા કાઢે છે તેહને સુચવીય સ્વરૂપ ।૬૧।

વલી ફરીફરી ક્ષણ પ્રતિક્ષણું પ્રિય દરસના ચિતમાંહાં ।
ચિંતાના અનેક સમુદ્ર તે વાધે અતિસે ત્યાંહાં ।૬૨।

પણ પ્રભુનું મુખ નિરખવાની આસા રૂપી જે અગસ્ત ।
પી જાએ છે તેણેકરી પામે છે ચિંતા અસ્ત ।૨૬૩।

તે કહે છે જે રમણ કરી પ્રિતમજી જાગસે જેણીવાર ।
તેણીવાર વેગા જઈને જોઇસે પ્રાણ આધાર ।૨૬૪।

એહવી અવસ્તા વિતે છે વલી કો નીષ્કપટ દૈન્ય યુક્ત ।
વ્હાલાજીની પ્રાર્થના કરે છે સ્નેહ કેરી ઉક્ત ।૬૫।

જે જે પોતાને અનુભવે લહે છે તે તે કહે છે તેમ ।
વાત્સલ્ય કેરે ભાવયુત જેહને ઉપજે છે જેમ ।૬૬।

કો પ્રેમ કેરા પાત્ર અતિસય સુભગ રસ સંપન્ન ।
પ્રભુજીની સુખદ સેવાના મનોરથ વિચારે છે મન ।૬૭।

એ સ્વરૂપ સુખ હિતપરાયણ ભાવે તે ભર્યા જેહ ।
તે બેઠા ભાગ્યવાન એકત્ર થઇ અને તેહ ।૬૮।

શીત ઉષ્ન વર્ષા રૂતુ અને રૂતુ ફેરી આવે કાજ ।
ભોગ્યવરના ભોગ્યને ભોગના જે જે સાજ ।૬૯।

રૂતુ ભેદ તે તે દિવસના વેગ કરે છે વિચાર ।
જે વસ્ત્ર દેશ પરદેશના આણવા અતિસે સાર ।૭૦।

જેણે સમય જેહવી રૂતુ તેહવા ઉપયોગના જે સાજ ।
જે વ્હાલાજીના સુખાવહ આવે શ્રીઅંગને કાજ ।૭૧।

જે આવ્યુ છે વિનીયોગ ને વલી આવસે વિનીયોગ ।
એહ વિતર્ક તેહ તણા કરે એમ આવસે ઉપયોગ ।૭૨।

કસ્તુરી અતર અરગજો ને ગુલાબ સૌરભ ભર ।
વિચાર કરે જે અણાવીએ જે હોએ સર્વોપર ।૭૩।

રૂતુરાજ કુસુમાકર રૂતુ આગમે બેઠા એહ ।
રતી પતિના ઉદબોધ અરથે જોઈએ જે જેહ ।૭૪।

તે તે પદાર્થ સિદ્ધ કરવાનો વિચાર કરે ।
એક મના થઈ સહુ આણીએ એ નિશ્ચય મનમાંહાં ધરે ।૭૫।

કો સાજ સેજ તણા સકોમલનો વિચાર કરે ।
ઉતમ અનુપમ સુખદ અંગે હોએ ત્યાંહાં ચિત ધરે ।૭૬।

ચિત ધરીને તે કરી રાખે એ સહુ નિરધાર ।
પ્રાણ પ્રભુને કાજ આણે સુખ લહે તેણીવાર ।૭૭।

જ્યાંહાં લગી વિનિયોગ સામગ્રી ન આવે ।
ત્યાંહાં લગી અનેક ઉદ્યમ કરે અને ચેન પડે તે નહીં ।૭૮।

તબકડીના સાજનો તે વિચાર કરે મન ઘણું ।
જે આજ અમુક અમુક આરોગ્યા શું કરવું કાલ તણું ।૭૯।

એકવાર શ્રીમુખ માંહાં મેલવા કેરે અર્થ ।
ઉદ્યમ અનેક કરે અને વલી વ્યય કરે બહુ ગર્થ ।૨૮૦।

પટ્ટ પામરી તાસ નીમા વલી ઉતમ કભાય ।
પંખા ગુલાબ તણા વિચાર તે વિચારે સુખદાય ।૨૮૧।

ઉદારરાય એ સીરોમણી નિત્ય દાનને ઉકતાએ ।
પણ મનોરથ નીશેધી અતિ અથ મનોરથથી સંકુચાય ।૮૨।

તે સંકોચ મનમાંહાં ધરીને પ્રભુના તે સૌકર્ય કાજ ।
દ્રવ્ય વસ્ત્ર પાત્ર પ્રકારના બહુ દાન કેરા સાજ ।૮૩।

આગલ આગલથી સિદ્ધ કરીને રાખે સહુ સામાન ।
તે વિચાર કરે એકત્ર થઈ સૌભાગી ભાગ્યવાન ।૮૪।

કો પોતાના મહા ભાગ્યના તે કરે બહુ વિચાર ।
કો પ્રતાપ મહાતમ વિચારે છે જેહનો નાવે પાર ।૮૫।

એહવા અનંત ભક્ત અનંત ભાવે ભાવના ભિન્ન ભિન્ન ।
ભાવાપન્ન થકા મહા ભાગ્યવાન અનેક ભાંત નવીન ।૮૬।

સર્વકો અનુભવ રસમાંહાં સણ્યા ને પાગ્યા ઘણું ।
તે પોતાની યોગ્યતાએ ગુણનિધીના ગુણ તણું ।૮૭।

તે અનિરવચની વર્ણન કરે એહવા છે અનેક પ્રકાર ।
એ કયાંહાં લગી કહેવાય ને કહેતા આવે નહીં પાર ।૮૮।

જેકો જે અંગમાંહાં જે લીલામાં લેઇ મન મેલે છે જયાંહાં ।
તે રસનું કથન કહેતા માંહાંથી થકીત રહે છે ત્યાંહાં ।૮૯।

કો સ્વરૂપ માંહાં થયા મગ્ન ને કો લાવણ્ય માધુરી માંહાં ।
કો લીલા રસ સિંધુમાંહાં મગ્ન તે થયા કહુ કયાંહાં કયાંહાં ।૯૦।

કો આશ્ચર્ય મોહ મગ્ન થયા કો સબંધ પ્રિયને જેહ ।
માંહાં પ્રેમે પાગ્યા થકા અતિ આરતાતુર એહ ।૯૧।

અનુભવ અનુભવે તે સર્વ કોએ એણીપેરે ।
આવીને રાત્રે એહ રસ અનુભવે છે ઘેર ઘેર ।૯૨।

એમ ઉલત પુલત આનંદમાં મન મનસા થઈ રહી મગ્ન ।
એ સુખ સમઝાય પડે નહીં સુખમાં થયું સહુ લગ્ન ।૯૩।

એમ સુખ અવધિની સંતુષ્ઠાએ રહ્યા રસમાં એહ ।
ને નીસર્યા પામે નહીં પ્રભુ સુખ પરાયણ જેહ ।૯૪।

ત્યાંહાં કેની અવસ્થા પ્રગટ કરીને હોએ છે તે જ્ઞાત ।
અનુભવે ઉતે જણાએ નહીં અજ્ઞાત ।૯૫।

એહવા ધીર મહા ગંભીર ગેહેરા એ ભકત ભાગ્યવાન ।
જેહને પ્રભુએ પોતે ભાવનું કર્યું છે દાન ।૯૬।

એ ભકતના હૃદય વિપુલ રૂપી હીરાના પિંજર જેહ ।
એહવા માહા અવસ્થા રૂપ પક્ષીને રોકી રાખે છે તેહ ।૨૯૭।

ત્યાંહાંથી એ અવસ્થાનું જાણવાનું કેહેતું નહીં સામર્થ ।
તે કહેવાએ કેણે કયાંહાં એ ઉદ્યમ કરવો વ્યર્થ ।૨૯૮।
પણ એ કાંઈ એક એહોના અનુગ્રહનું તે બલ બાંધી ।
અનુભવની વાનગી કહીએ છીએ પદરેણું આરાધી ।૯૯।
હવે ત્યાંહાં પછી એક એકને કહે છે વચન સુખદાય ।
ઉઠીએ રાત્ર ઘણી ગઈ એ રસ ત્યાં મુકયો ન જાય ।૩૦૦।
પણ નિદ્રા જો આવી જાસે તો પછે દરસન માંહાં .
અંતરાય થાસે માટે ઉઠો કરો વિશ્રામ આંહાં ।૧।
શ્રીજી હમણા ઉઠસે અપોઢયા થસે જેણીવાર ।
અને આપણ વ્હાલાના દરસને ઉઠવું તેણીવાર ।૨।
માટે વિશ્રામ કરીએ તો ભલુ તો કો બે ઘડી આગલ ।
ઉઠયા અતિ અનુરાગ્યા તે કો બે ઘડી પાછલ ।૩।
સર્વકો સૃષ્ટિ સોહામણી મહાતમ સ્નેહ પ્રકાર ।
આનંદમય તાપાત્મીક સૃષ્ટિ જે અતિસય સાર ।૪।
પોતે પોતાના વિશુધ્ધ હૃદયે સાર સંગ્રહ કરી ।
વિશ્રામ કીધો જઇને તે સ્વરૂપ રસ હૃદયે ભરીઅ ।૫।
કેણે ત્યાંહાં પીયુષ સાર સર્વસ સ્વરૂપ ધાર્યું હૃદય માંહાં ।
કેણે મીઠા મધુરા અગણ ગુણ રૂદેમાંહાં પાલ્યા ત્યાંહાં ।૬।
કેણે લલીત લીલા રસાલ રસભર ધરી મન અભિરામ ।
એણે પ્રકારે હૃદયમાં સાંચી કર્યો વિશ્રામ ।૭।
ત્યાં કો કહે તમો જાગો પ્રથમ તો કરજો અમને સાદ ।
ઉપકાર કરવો એટલો અને ન કરવો તે પ્રમાદ ।૮।
પછે સુતા કો ન સુતા કેહેને નીદ્ર આવી ન આવી ।
કોઇ એકને આવે છે ને ઉઝકી ઉઠે છે સુભાવી ।૯।
કોઈ એકને નિદ્રા અલ્પમાંહાં સ્વપ્ન હોએ છે એહ ।
ત્યાંહાં સ્વપ્નમાં જેહવી મધુર લીલા અનુભવી છે તેહવી ।૧૦।
એહવી દેખે છે અને કોઈ એકને સ્વપ્નમાં હોએ એમ ।
જે વિચાર પર અંતઃકરણ રહે છે પ્રથમ જેહનું જેમ ।૧૧।
સાક્ષાત વત તેહવોજ અનુભવ હોએ છે તેણીવાર ।
જાગ્યા પછી વિલસી વદનેંદુ જોવાનો વિચાર ।૧૨।
અને અનેક ભાતની ઉત્કંઠા વાધે તે મનમાં ઘણી ।
તેથી આરત ઉપજે અભીનવી વદનેંદુ જોવા તણી ।૧૩।
ત્યાં કો એક ઉઠી જુએ સમય થયો છે દર્શન ।
તે સહવાર જાણીને ફરી સુએ છે એહ આણી મન ।૩૧૪।

કોઈ એકને ફરી નિદ્રા આવે છે કોઇ એકને આવે નહીં ।
કોઈ એક બેઠા તલફે ઘણું આરત ભર્યા તે અહીં ।૩૧૫।

કોઇ એકને કદાચિત ફરી નિદ્રા આવે છે જ્યારે ।
તો તે જાણીને ફરી ફરી ઉઝકી ઉઝકી ઉઠે છે ત્યારે ।૧૬।

એમ વાર વાર ઉઠીને જુએ છે તે સમય ।
મનને તે ચેન પડે નહીં ક્ષણ એક નહીં કાંઇ ગમય ।૧૭।

એમ વિચારે જે કે વારે સમય થાએ ને કેણીવાર ।
મહા સુખદ નયન અભિરામ શ્રીમુખ જોઇએ તેણીવાર ।૧૮।

એહવી સર્વ અંગને કલમલી લાગી રહે છે અહીં ।
રાત્ર સંપુર્ણ એણે પ્રકારે વીતે નિદ્રા આવે નહીં ।૧૯।

કો અતિ મૃદુલ મનના ધણી જે મહા બીકણ તેહ ।
દરસનને અતિ આતુર થકા ઉકતાએ છે ઘણું જેહ ।૨૦।

કો એકને ઘેર જઇ જઇને કહે છે તે એમ ।
બાપડા ઉઠો સુતા શુ હજી સુઈ રહયા છો કેમ ।૨૧।

દર્શનનો સમય હવે થયો ત્યાં વ્હાલાજી તો ઉઠયા હસે ।
એમ ઉત્કંઠાએ પરસ્પર તેડે છે મન હુલ્લાસે ।૨૨।

ઉઠો ઉઠો આવો આવો ગાઢે કરે ઉચ્ચાર ।
તે નિદ્રા અવસ્થાએ જાણે નહીં તેમ તેમ કહે બહુવાર ।૨૩।

અણ ઉતરે ફરી આવે એહોની હૃદયે રૂપણી દ્રષ્ટિ ।
મન સહિત રમણીય રાજ તે મંદીરે જ્યાંહાં રસવૃષ્ટિ ।૨૪।

ત્યાંહાં મહાનાયક ગોકુલ પતિને ચરણે રહે છે જઈ ।
એહવી લક્ષણાએ લક્ષ દીસે પરમ આનંદમઈ ।૨૫।

કો સંપુર્ણ રાત્ર બેઠા રહે ક્ષણું કરે ન વિશ્રામ ।
એ ભાવ ભરે પોતે પોતાના પ્રાણનું અભિરામ ।૨૬।

શ્રી રસીક વરની રસભરી અતિ પરમ વલ્લભ વાત ।
કરતા કરતા માંહેંથી વિતે સંપુર્ણ રાત ।૨૭।

આનંદે ઉમંગ્યા એક એકને અંક વારી ભરે ।
પ્રેમ મગન થકા ત્યારે એણીપેરે વાતો કરે ।૨૮।

પ્રીતમનો અપોઢયાનો સમય થયો જાણે છે તે અહીં ।
પણ વાતને રસે કેમે કરી ઉઠાએ કેણે નહીં ।૨૯।

એવી પ્રાણ વલ્લભની મીઠી મધુરી રસમય વાત ।
કો એકને ત્યાં સમય જાતા એમજ વિતે રાત ।૩૦।

એણે પ્રકારે દરશનને તત્પર રહે છે સહુ ત્યાંહાં ।
સમય જોઇ જોઇને ફરી સુએ એમ કરતા આરત માંહાં ।૩૩૧।

એહવે રસવસથી ઉઠી ઉઠીને થઇ વહેલા વહેલા ।
શ્રી મંદીરે હીંડતા આવે છે કોઈ ત્યાં મધ્યરાતથી પહેલા ।૩૩।
મોદ ભર્યા ઉઠી આવે કો પરમ સકુમાર ।
હવેલી માંહાંથી જનવધુ જોઈને ઘણા સહવાર ।૩૩।
ફરી નિજઘર આવે છે કો ત્યાં દરસા-સકતે કરી ।
ઘણે સુધી આવીને વાટેથી ઘેર આવે છે તે ફરી ।૩૪।
કો લદાવથી ફરે ને કો રતન ચોકથી ફરે ।
ક્ષણું એક ઘેર બેસીને તે સોચ મનમાંહાં કરે ।૩૫।
અભિલાખે અનુભવ રસ ભરેથી ફરી આવે તહીં ।
શ્રીપ્રાણ વલ્લભનું રમણ રસ મહા મંદીર જઇ ।૩૬।
કો આગલથી ઉઠે તે જેહને જ્યાં મલતી પાણ ।
ત્યાં જઈને સાદ કરીને તે કરે તેહને જાણ ।૩૭।
કો ઉભા રહી સાથે થઈ એકઠા આવે અહીં ।
કો ઈચ્છાએ ઉઠી ધાએ સાથ ઈચ્છે નહીં ।૩૮।
એ દરસન આતુર થકા અતિ ઉત્કંઠાએ ઉકતાએ ।
રાત્રના અલજયા અવાર ભીતે આરત્યા થઈ ધાએ ।૩૯।
તે નિંદ્રામાંથી ઉઠે તે તતખેવ ને ઉઠયા છે જે જેમ ।
અતિ નિંદ્રીત લોચને અલસાતા આલસ ભર્યા તેમ ।૪૦।
એમ પ્રથમ પાછલી રાતે વ્હાલાજીને તે ઉઠવા પહેલા ।
મોદ ને મનોરથે ભર્યા થઇ સિધ વહેલા વહેલા ।૪૧।
એક ચિતસું ઉમંગે ભર્યા ઉત્કંઠાએ કરી સાજ ।
ઉકતાઇને પ્રાણ વલ્લભજીને નિરખવાને કાજ ।૪૨।
સહુકોઇ સુભગ મદે ભર્યા સોભાગ્યના સોહાગી ।
અભિમાને પુરીત પનોતા જોબન મદે રહ્યા પાગી ।૪૩।
જેહોના મન મહેરામણ ભાવે ભરીત મુકતા રૂપ ।
એહવા ગોપ્ય પ્રગટ જે પાત્ર જે ઘેર ઘેરથી બહુ અનુપ ।૪૪।
તે પરમ મનોહર મુરતીને મન ધરી રસીક સમાજ ।
એક એકથી ઉતાવલા અલજયા જોવાને કાજ ।૪૫।
દોડયા આવે છે ધસમસ્યા રસભર્યા રસને પુર ।
જે પ્રણય યુત પાગીયા અનુરાગ્યા મહા સુર ।૪૬।
શ્રી સુંદર વરને સયનથી ઉઠવા ઘડી બે ત્રણ ।
ને સહવાર હોએ ત્યારના સહુ ધરી વસ્ત્ર આભરણ ।૪૭।
જે વસ્ત્ર અધું પ્રથમથી પહેરી લીધું તેહ ।
અને અરધુ વાટે પહેરી લે છે તેહ ।૩૪૮।

કોણે કાંઇ સૃંગાર કર્યા ન કર્યા ને તેમજ ઉઠી ધાએ
મનની લગનતાએ પુરણ સૃંગાર કરવા ભુલી જાએ ।૩૪૯।

તે અરવ સૃંગારે પુરણ સોભા સોભીતા દરસન કાજ ।
આવે છે અતિ ઉતાવલા મહા મુદીત મલી સમાજ ।૫૦।

પુરૂષ પુરૂષને મેલે અનુરાગી ભર્યા ઘણું જેહ ।
સ્ત્રીને છાંડીને ધસ્યા ઉઠી આવે તેહ ।૫૧।

સ્ત્રી સ્ત્રીને મેલે રસ ભર્યા તે અનેક મનોરથ ભેર ।
પુત્ર પતીની સંભાવના નહીં તે એમજ મહેલી ઘેર ।૫૨।

સહુ પ્રાણ સાગરને જોવા અર્થે આવે છે મલી મલી ।
અતિ પ્રમુદીત મોદે ભર્યા આનંદે મનની રલી ।૫૩।

જુએ તો રતન ચોકની આગલી ખડકી ભીડી જોઇ ।
ત્યારે ત્યાં રતન ચોકમાં જઇને બેસે તે સહુ કોઈ ।૫૪।

એહોને દરસન કરવાના આવવા માંહાં તે અહીં ।
સમે અનસમેનો એક ક્ષણું વિચારા-વિચાર તે નહીં ।૫૫।

ઉરમાં પ્રેમના કોટી કોટી સમુદ્ર જલ રસ ભરી ।
ઉછલીત થઈ થઇને અનુપમ ઉમંગે છે ફરી ફરી ।૫૬।

અનેક અભિલાખા રૂપી તે લહેરો વાધે છે એહ ।
તેથી સીત હો કોઇ વા આંધી હો કે હોય મારૂત કોઈ વા મેહ ।૫૭।

કોઇ વા કીચ હો અંધકાર હો ભય હો કો સમે હોએ અહીંય ।
પણ એહોને રૂપ માધુરીની તૃષાએ વ્યાપે તે કાંઇ નહીં ।૫૮।

મન મહેરામણને તે મથે છે મનમથ તેહ થકી ।
અંગ એહોના અતિ સકોમલ સહી શકતા નથી ।૫૯।

પ્રેમ પ્રતાપ બલ ઉર ધરી ધરી નિજ-ભવનથી રસમઈ ।
સર્વકો ભાગ્યવાન વ્યશન ભાવે તે વેગા થઈ ।૬૦।

વ્હાલાજીનું દર્શન કરવા પ્રથમ આવે છે દસ બાર ।
પછે વીસ સત અને સહસ્ત્ર આવે પછે અગણ અપાર ।૬૧।

જેમ ઘને ઉમટે વાદલ છુટા ચાલ્યા તે આવે પુર ।
તે ભકત ગણ અતિ તરલ ગતે મલપતા આવે સુર ।૬૨।

એણે પ્રકારે ધામ ધામથી ભગવદી પુરૂષ ને સ્ત્રી ।
સહુ ત્રણે સમયની લીલા રસના અનુભવી જે પ્રિય ।૬૩।

ભુત ભવિષ્ય ને વર્તમાન પ્રથમ કરી છે લીલા જેહ ।
કરે છે અને કરસે તે લીલાના પાત્ર પુરણ એહ ।૬૪।

ઉઠી ઉઠીને આવે તે રતન ચોકે એકઠા સહુ થાય ।
અવકાશ જોઇ એટલે કો કો ઘર દિશા ફરી જાએ ।૩૬૫।

કો શરીર કૃત દંત ધાવનાદિક સર્વ આવે કરી ।
કો સ્નાન કરીને વસ્ત્ર ઉતમ આવે છે પહેરી ।૩૬૬।

કો યથા સ્થિત જેહવા ઉઠે તેહવા આવે અહીં ।
તે પ્રિયને નિરખ્યા વિના ફરી ઘેર જાએ નહીં ।૬૭।

કો પ્રભુને કાજે સુખદ સેવાના રહે કરવા કાજ ।
કો તેલ આદિ લેઈ લેઇ આવે તેહ સમયના સાજ ।૬૮।

તે મન માંહા આવે ધરી ।
એટલે રતન ચોકની કીવાડ તે ઉઘાડે રસ ભરી ।૬૯।

ત્યાંથી સર્વકો મન તણે વેગ દોડી આવે વેગ ।
લદાવ આગલ આવીને થાએ તે સહુકો ભેગ ।૭૦।

જુએ તો લદાવની કીવાંડ માંગલ્ય કર્યા છે મહા રસરાસ ।
તે સર્વકો મલી ત્યાંહાં બેસે કરી દરસન આશ ।૭૧।

તે અહીંએ અગણીત ભગવદી સહુ પરીવારે સહિત ।
પાછલથી આવે છે ઘણા છે સ્વરૂપ રસે અનુગ્રહીત ।૭૨।

જેમ જેમ પાછલથી આવે તે ઉભા રહે છે અહીં ।
આગલ નીકલવાને પેંડો પામતા નથી કહીં ।૭૩।

એક એકને ત્યાં પછે વરજે છે તે માહોંમાંહા ।
કહે છે જે બોલશો માં છીંકસો માં આહીં ।૭૪।

કો ખાંસશો માં અને વલી કો કરસો માં ઉચાર ।
હજી વ્હાલાજીને ઉઠવાનો ઘણો છે સહવાર ।૭૫।

પ્રાણ પ્રિયને ઉઠવાનો સમય થાએ છે સુખદાય ।
એણે પ્રકારે સર્વકો અહીં બેઠા છે સુખદાય ।૭૬।

દર્શનને લોભે સર્વના ઝુમીઝુમી રહયા છે મન ।
આનંદ અંગ સમાય નહીં નિરખસું પ્રાણજીવન ।૭૭।

પણ વિલંબ દર્શનને કરી એહનો વિરહ એહ ।
એ વ્યાકુલ વિહવલતાએ યુત જે ભર્યા પુરણ નેહ ।૭૮।

અભિલાખે ચિત અંતર વિષે તે સ્વરૂપ વિસઈક ચરિત્ર ।
ઉપયોગના આવરણ સુર તે સુચવે છે વિચિત્ર ।૭૯।

તે પ્રથુક પ્રથુક અનેક ભાંતના ભાવ ઉપજે જેહ ।
તે વિચારે વિચારી વિચારીને વિચારતા તે એહ ।૮૦

એ ધીરા અધીરા ને ધીરાધીર માહા માનવતાય ।
અભિમાન ભર ભામીનીયોના યુથ તે અતિ મલપતાય ।૮૧।

જે અષ્ટ વિધી નાયકાના જે ભાવાનુસારી ભાવ ।
ઉપજે છે તે આનંદ ઉમંગ્યા કહે છે ભર્યા ચાવ ।૩૮૨।

તે ભાવ આગલને પ્રસંગે ચોથે માંગલ્યે કરી ।
કાંઇ એક કહીસ તેહોની મનવૃતી ઉરમાંહાં ધરી ।૩૮૩।

જેને દાને દરસન દાન કીધું રસ ભર્યું રસરાસ ।
એ દાન કરી સહુ ભકતની પુરી ફ્લાત્મક આશ ।૩૮૪।

ઇતિશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી ક્રીડા કાલોલ
મહા અદ્દભુત વિચિત્ર રસ વ્યારાના
ગોપાલદાસ-વિરચીત
શ્રી વલ્લભ નિત્ય ચરિત્ર વર્ણનો
રસરાસ અનુભવી ભકતનુ રજુ ગૃહ ગમનાનંતર ગુણગાન પુન મંદીર ગમનનું
તૃતીય માંગલ્ય સમાપ્ત

શ્રી વલ્લભો જયતિ

# માંગલ્ય - ૪ ચોથું

## શ્રી નિત્ય પ્રભુના નિત્ય-ચરીત્રનું

રાગ :- બિલાવલ

એતનમાર્ગી મહેદ સમાજને નમન કરી ।
એહોની નિ:સાધન રૂપ ચરણ રેણુ અનુસરી ।૧।

તે ચરણ રેણુની પલ ચવેણે પલ ચઢયો થકો રહુ છું ।
એ રેણુનું બલ હૃદય ધરીને અગ્રમ લીલા કહું છું ।૨।

જે જગ મંગલ શ્રી ગોકુલપતિ પરમ લીલાત્મક રૂપ ।
લીલા વિષ્ટ સ્વરૂપ નિત્ય નિત્ય લીલા કરે અનુપ ।૩।

તે નીત્ય લીલા વિવિધ વિલાસસું પરમ વિનોદે રયણી ।
સુખ કરીને પછે વીતી રયણી અનીરવચની ।૪।

એણી રીતે રયણી વીતે પ્રીતે કરી સનમાન ।
ભક્ત સમોહને ભાવે-ભાવતા દીધા દાન ।૫।

મનોહર રૂપ રત્નાકરે દીવા ચરિત્ર કરી ।
દીવા-ચરિત્ર કરીને રયણી-ચરિત્ર કરી ।૬।

આચરવાને બહુ નાયક રસમુર્તી સુખસેજે ।
પધાર્યા પ્રેમદા હિત પ્રણય સહિત બહુ હેજે ।૭।

ત્યારે નિશી તણા જે સદા સહુ રસ સંયોગી ।
ભક્ત અનેક વલ્લભના યુથ ને પ્રિય રસભોગી ।૮।

એ દિવસના જે વિયોગ રસ દાન પાત્ર છે જેહ ।
તે દીવ્યાંબર મુકતા મણી ભુષણે ભુપીત એહ ।૯।

ઓવારણા લેઇ લેઇ અનેક ભાંતે આશિષ ।
દેઇ દેઇ કર કપોલે ચટકી ચટકી નામી શીષ ।૧૦।

જયજય શબ્દ ઉચારતા સ્વરૂપ સુધારસ ભર્યા ।
મહા રસીયા રસ પાગ્યા આપાપણુને ઘેર ફર્યા ।૧૧।

ઘેર પધારી પછીની ભાવ અવસ્થા સહિત ।
એહોની જે લીલા તે કાંઇ એક કહી અવિદીત ।૧૨।

અને અપર રાત્રે આનંદયા તે ઉલટયા ઉમંગમુ આવે ।
અરધ સૃંગારે પુરણ શોભાએ શોભીતા ભાવે ।૧૩।

પ્રીત્ય રસ રંગે પાગ્યા અતિસે દરસ આસકત ।
દર્શનને પધારે છે રસ ભર્યા અતિ અનુરકત ।૧૪।

તે રસ આલય લદાવ સુધી પધાર્યા એહ ।
ત્યાંહાં પર્યંતની લીલા પહેલે માંગલ્યે સહુ તેહ ।૧૫।

સંક્ષેપે કરીને કાંઇ બુધ્ધિ અનુસારે કહી ।
એહોની કરૂણાએ કરી અનુભવથી જે લહી ।૧૬।

અહીં હવે આ માંગલ્યે જે છે સદા સંયોગી ।
પરમ પાવનના પાવન ભક્ત સહુ રસભોગી ।૧૭।

વિપ્રયોગ રસ અનુભવે ભરીત થકા પરવર્યા ।
દરસ રસના અતિ લોભી પ્રબલ ઉત્કંઠાએ ભર્યા ।૧૮।

અતિ આરતે આરત યુત ઉમંગ્યા ઉછાહે અનુરાગી ।
ઉમંગ્યા પ્રેમે હુલસી હુલસી સદા સોભાગી ।૧૯।

અનેક ભાંત ભાંતના મહા રસના રસ ભોગી ।
ત્રિવીધા નાયકાના બહુ યુથ જે રસ ઉપયોગી ।૨૦।

અષ્ટ પ્રકાર નાયકા ક્રમ ભેદે બાલા તરૂણી ।
કીશોરી મધ્યા મુગ્ધા ચિત-હરણી ।૨૧।

યુવા વૃધ્ધા નર નારના વિહરાનલ તે તાપ ।
જનિત કલેસ અંગ તાવીને તત્પર કર્યા છે આપ ।૨૨।

દરસ સરસ મહા દાનના પાનને કાજે એહ ।
નેત્ર તૃપીતતાએ તાલાવેલી કરે છે એહ ।૨૩।

એવા ભાવતાના ભાવતા પ્રેમ લોચ ભર સોચ ।
સુર થઇ થઇને તે આવ્યા નિ:સંકોચ ।૨૪।

પતિ પરીવાર સહિત અનંત આવી આવીને ।
માર્ગ મીલણુ સ્થલે ચારૂરૂપા અતિ મન ભાવીને ।૨૫।

સુંદર પરમ અનુપ સુખાવહ રસનું ધામ ।
દ્વાર લતાવને બેઠા છે જોવા મન અભીરામ ।૨૬।

તે દરસતને વિલંબે બેસીને પરસ્પર ત્યાંહાં ।
એણે સમય એક એકની આગલ માહોંમાંહ ।૨૭।

ભાવોદયથી ઉતર વૃધ્ધી પામે તે ભાવે ।
જે જે ભાવ ત્યાંહાં પ્રગટ કરે અતિસે મનને ચાવે ।૨૮।

તો તે ભાવની ભાવના માત્ર હું કરી વિચાર ।
એહોના અનુગ્રહથી કહું છું અનુભવ અનુસાર ।૨૯।

જે એ સમાજમાં કોઇ એક પ્રેમદા મહાતમ રહિત ।
કેવલ સ્નેહવંત લૌકીક મુગ્ધ ભાવ સહિત ।૩૦।

મુગ્ધ ભાવે જે ભર્યા છે તેહોના ત્યાં મનમાંહાં ।
આરત તે અતિ અધીરથી ચોજ ધુજ આવે છે ત્યાંહાં ।૩૧।

તે ત્યાં સુદ્રઢ દૈન્યભાવ પુર્વક નિશ્વાસ ।
ચીંતાતુરથી વિચાર કરી કહે નાખી ઉસાસ ।૩૨

આજ શું ભાઈ વ્હાલાજીને આવડી થાએ અવાર ।
સોચ અનેક કરી કરીને કહે વારંવાર ।૩૩।

નિશ્વાસ નાખી નાખીને ફરી ફરી દે આશિષ ।
કહે છે જે કુશલ હોજો ભાઇ સુખી રહો ગોકુલાધીશ ।૩૪।

એણે ભાવે વ્હાલાજીને કુશલ હોએ નિત્ય નિત્ય ।
પુષ્ટતા ને સંતુષ્ટતા હોએ છે અપમિંત ।૩૫।

એ ભક્તનો ભાવ ત્યાં એહવો એહોનું કુશલ સુખ ઈચ્છે ।
એહજ નિત્ય ચિંતા રહા બીજું કાંઇ ન પ્રીછે ।૩૬।

અને એક વનિતા નવ યોવના કહે કાં ન થાએ અવાર ।
કો રમણ પ્રિયાસું રમણ કરી પોઢયા હસે પ્રાણ આધાર ।૩૭।

એ નાયકા અતિ ચતુર સુખ ઈચ્છિત કહે ત્યાંહાં ।
ભલુ જે ઉઠી પોઢયા છે તેહ ઘડી છે સુખમાંહાં ।૩૮।

તેટલી વાર વલી શ્રમ નથી પહોંચતો એ સકુમાર ।
એ સલુણો ઉઠસે ત્યારે ઉઠયા પછી તેણીવાર ।૩૯।

મારગ પ્રણીત સેવાની તેટલો અધિક શ્રમ કરસે ।
એક તો લીલાના શ્રમિત છે ને વલી તે શ્રમે અંગ ભરસે ।૪૦।

માટે કો ઘડી સહેજે સુખસું પોઢયા નાથ ।
એહવા ભાવ ઉપસ્થીત કરી કહે છે એહનો સાથ ।૪૧।

એક યુવતી યોવન ભર કહે છે જે એહ ।
સુખનીધીએ નિદ્રા નથી કરી એ પોઢયા મિસ તેહ ।૪૨।

સુખ અનુભવ રસપાત્રસું કરે છે ને વલ્લભ છે ।
એ હમણા તો એણે સમે દર્શન દુર્લભ છે ।૪૩।
હમ ઉપર પ્રસન્ન થઈ અમારી વસ્તુને કયારે ।
વિનિયોગ આણસે એ પ્રભુ એમ કહે છે ભાવ પ્રકારે ।૪૪।
હે કામતત્વ જાણુ હો જેમ આત્મા આત્મીનો ભોગ ।
કરે છે તેમ તમો કરો આપી દરસ સંયોગ ।૪૫।
તમો તો અમારા આત્મા છો જી કૃપા નિધાન ।
તેહ વિચારીને અમને કરો વેગે દાન ।૪૬।
હે દયાનીધી તમારા મનની તે દયા વિન અહીં ।
કોઉ ભાંતે કરીને એહનો કોઉ પ્રકારના નહીં ।૪૭।
માટે દયા કરીને દર્શન કરવાવો હમને ।
દર્શન વિન શાંતા હોતી નથી શું કહું તમને ।૪૮।
અમારૂં જે વૃતાંત તે તમ વિન કોને કહીએ ।
અસહી સહન સંતાપ સહેવાતો નથી કેમ રહીએ ।૪૯।
તમારા સિંચન વિના કોમલ મનને એકો જામ ।
સાંતા તે હોતી નથી હે આરત ભર અભિરામ ।૫૦।
હે ગોકુલધણી એ કેમ હમથી સહ્યું તે જાય ।
અતિ આરતે આતુર અબલા એમ કહી અકુલાય ।૫૧।
એક વક્રગતિ વામા કુટીલ વકતા યુત માન ।
કહે છે જે એ આનંદ રૂપ કો મહાભાગ્યવાન ।૫૨।
અંગ સમર્પક અંગનાસું તે રાત્ર સંપુર્ણ ।
જાગ્યા તે હવડા પોઢયા છે આરત ચુર્ણ ।૫૩।
પોઢયા પોઢયા પ્રેમદાએ પોતે એકરસ થઈ ।
પરીરંભણ કીધું છે ને પોઢયા રસમઈ ।૫૪।
તે ક્ષણુ એક નિદ્રા આવી હશે માટે ભલુ હસે જયારે ।
ઇચ્છાએ સુખ કરી જાગે દર્શન કરસું ત્યારે ।૫૫।
સરસા નાયકા સર્વોતમા જે કુશલ કપટ વિદ્યામાંહાં ।
તે કહે છે પ્રમુદીત થઇને પરસ્પર ત્યાંહાં ।૫૬।
જે ચંચલ નયણીનું મન લપટાઇ રહ્યું છે એહને ।
તેણે ઉઠી શકતા નથી એ મહેલીને તેહને ।૫૭।
એ કોપ સહિતા ભામીની અતિદ્રઢ સબંધે કહે છે ।
જે એ નિદ્રા હમારી વેરણ પ્રગટ પ્રકારે છે તે ।૫૮।
જે સુંદરી હમારે ડરે કરી આવી શકતી નથી જયાંહાં ।
તે નવીન પ્રિયાને સ્વરૂપ માંહાં આણી મીલાવે છે ત્યાંહાં ।૫૯।

એક રસીક વલ્લભા કહે છે એ રસીક રસવરને ।
નિદ્રા કયાંહાંથી આવે એ મહા આનંદ ભરને ।૬૦।

એ કો પરમ પ્રિયાને વિનોદે લીધું મન હરી ।
તદ્દા ધીન થયા માટે પોઢ્યા છે રસભરી ।૬૧।

પોઢ્યા નથી પોઢ્યાનું મિસ કરીને તેહો વસથી ।
વેધાયુ વનીતાએ મન તેહને જે રસથી ।૬૨।

એ વેધાયાની અવસ્થાએ સર્વાંગ સીથીલ થયા છે ।
તે સુખથી સુખ સેજયાએ વિશ્રામ કરી રહ્યા છે ।૬૩।

એક એકાંતી મનોહર મોદે કહે છે જેહ ।
એ સાચુ એહોને એ નિદ્રા નથી કરી એહ ।૬૪।

એ જેહનું ભાગ્ય વધારીને જેસું વિલસ્યા છે જેમ ।
ને સ્વરૂપ રસને લોભેથી જાણે છે તે એમ ।૬૫।

જે હવે એ સુખ ફરી પામવું દુલર્ભ એમ લહ્યા છે ।
જે પ્રેમદા પ્રેમભરે પરીરંભણ કરી રહ્યા છે ।૬૬।

ઉઠવા દેતા નથી માટે વિલંબ થાય છે ઘણું ।
પ્રભુને વિલંબ હોય છે એ આધીકય એહો તણું ।૬૭।

એક પરમ પ્રેમવતી શુદ્ધ તામસ ભાવાપન્ન ।
આનંદ રસ પ્રેમદા એવી કહે છે એહ વચન ।૬૮।

જે પ્રાણ ઘાતક મનહરણ એ મીઠા થકી અમો કહીં ।
સુખ પામ્યાજ નહીં તો આજ હમને કેમ અહીંએ ।૬૯।

વેગ દરગન કયાંહાંથી આપસે એ કોનું દુઃખ શું જાણે ।
જાણીએ છે જે એ કેહેને કહે નહીં ઉર આણે ।૭૦।

પણ શું કરીએ જો વદનેન્દુ વાણી ઉત્કંઠા આસ ।
આકર્ષીને લઇ જાએ છે એહવું મુખ સુખની રાસ ।૭૧।

ત્યારે નિત્ય વિહરણી શમા કહે છે વચન રસાલ ।
એ સર્વ ગુણે પુરણ સર્વજ્ઞ છે પરમ કૃપાલ ।૭૨।

આપણુ દુઃખ જાણીને વેગે આપસે દરશન ।
ત્યારે ત્યાંહાં એક નિપુણ કહે છે આણીને મન ।૭૩।

બાઇ તમો એમ કાં કહો એ ઇચ્છીત મનોરથ ।
પોતાની ઇચ્છીત ઇચ્છા જેહવા પુરસે અરથ ।૭૪।

એ વિનતી માનવાને ક્ષણુએ વિલંબ કેમ કરસે ।
એ આંતરીક મહા ફલનું દાન તે રૂચીસું કરસે ।૭૫।

એ સ્વકીય ભક્તને ઉપકાર કરવા તે મહાસુર ।
આપણું એ અસહી દુઃખ કરસે તે સુચુર ।૭૬।

એમ ગ્રંથ જ્ઞાને કરીને સમજાવે એકાંત ।
સમાધાન સાત્વીકનું કરી કહે એ સિધ્ધાંત ।૭૭।

વિપ્રયોગ રસસું તે કરાવવા રસપાન ।
એ રસપાન કર્યાથી કરસે દર્શન દાન ।૭૮।

સત્ય એ પરમ કૃપાલ છે હમને કૃપા તે કરીને ।
દર્શન આપસે વેગે અતિ કરૂણાએ ભરીને ।૭૯।

પણ રાત્ર હમારી વ્યર્થ ગઈ છે તેહ ।
સફલ કેહી પેરે કેમ કરીને કરસે એહ ।૮૦।

એણુ પ્રકારે પ્રતિ વનિતાના યુથ અનેક ।
અહીં એ બેઠા કહે છે ભાવે કરી એક એક ।૮૧।

કોઇ એક ભકત તામે શ્રીમહા પ્રભુજીના શ્રીમુખનું ।
ધ્યાન કરે છે હૃદય માંહાં અનુભવ કર્યા સુખનું ।૮૨।

જે વદનેન્દુ શરદ કાલના કોટી ચંદ્રમાને જીતે ।
એવું સુંદર વદનેન્દુ વિલાસ રસે થઈ સહીતે ।૮૩।

જેણે અખીલ નિજ સ્વકીયના હૃદય વિષે કર્યો પ્રકાસ ।
એ પ્રકાશ છટા છ રૂતુ મધ્યે ત્રીય અંગે સદા નિવાસ ।૮૪।

એહવી કલા અંગે નવનવ રંગે રસ ભરી ભરી ।
કોટીક કામ પ્રગટ કરે ઉદ્દીપન ફરી ફરી ।૮૫।

એહવું વદનેન્દુનુ તે ધ્યાન કરે સુખરાસ ।
પ્રણય ભર્યા અવલોકવા ધરી ઉર અંતર આસ ।૮૬।

જે મુખ ચંદ્રની કાન્તી અખીલ બ્રહ્માંડના અંધકાર ।
દુર કરે છે એહવું શ્રીમુખ કયારે દેખીસ મહાસાર ।૮૭।

કો એક તો અહીં બેઠા અતિ માધુર્ય અનુપ ।
ગુણ ગણે સમોહનું પ્રેમે આકર્ષી એ સ્વરૂપ ।૮૮।

અંતઃકરણમાં આણીને ભાવ પ્રબલથી આપ ।
મન અભિલષીત મનોરથની તે યુત પરીતાપ ।૮૯।

વાત કરે પ્રિય સ્વરૂપસું રૂપ અંતરમાં આણી ।
આભ્યાંતર અવલોકે સાંપ્રત્ય સનમુખ જાણી ।૯૦।

એક પ્રભુ સ્વરૂપને આગલ દેખે ગતાગત કરતું ।
જાણે સાક્ષાત સંપન્ન હતું શોભાને શોભા ભરતુ ।૯૧।

એ કદિ ભ્રમવસ વ્હાલાને જાણે આગલ આવી લેઉ ।
આવતા દેખીને અચાનક પરીરંભણને દેઉ ।૯૨।

એક ત્યાં નેત્ર ભ્રમ સહિત ઉઘાડી સદા મંદીરને ।
અવિલોકે આનંદ ભરે સેજે સુંદર વરને ।૯૩।

કો કામીની મહા મનોરમા અતિ ઉદાર લીલાનું ।
ચિંતન કરે છે ચિતમાં અનુભવ એ રસ લીલાનું ।૯૪।

જે કોણ ભાંત કોણ પ્રકારની લીલા હોસે કરતા ।
એ પરોક્ષ અનુભવ કેમ હોસે રસે રસ ભરતા ।૯૫।

કો કીશોરી કુંજ-લોચના નેત્ર મેલી મેલીને ।
અંતરમાં અનુભવ કરે રસ ભેલી ભેલીને ।૯૬।

નેત્ર ભેલ્યા છે તે જે રસ અનુભવ કીધો છે જેહ ।
તે રસ અંતરમાં લેઇ પાન કરે છે એહ ।૯૭।

શ્રીલીલા સહિત સ્વરૂપની લાવણ્ય રસનું પાન
કરે છે પ્રમુદીત થઇ થઈ એ મહા ભાગ્યવાન ।૯૮।

કો શ્રી વલ્લભ મન હરણી સુખ કરણી રસ ભરણી ।
આરત સહિત કહે છે મહાસુંદર શુભ તરૂણી ।૯૯।

જે હમારા લોચનનો સૃંગાર એ આરત હરણ ।
કયારે ઉઠસે મીઠું શ્રીમુખ સુખ કરણ ।૧૦૦।

કયારે જોઇસ શ્રીઅંગ દરસનની ચાહે કરી ।
એહવો મનોરથ મનમાંહાં તે કરે છે ફરી ફરી ।૧।

કો અતિ રસીક વલ્લભા મહા વિરહ જવાલાએ કરી ।
મન અભિલષીત મનોરથે પ્રાર્થના કરે ખરી ।૨।

કહે છે જે જેહની શોભા રૂપી શ્રીકરે કરીને જ્યાંહાં ।
કંદર્પના સુખરૂપી કાજલ મહુ છે ત્યાંહાં ।૩।

તેણ મીસે ઉત્કર્ષ અખિલ બ્રહ્માંડે લખાયો ।
એ શોભાનો ઉત્કર્ષ તે કોટી બ્રહ્માંડે ન માયે ।૪।

એહવે ઉત્કર્ષે બિરાજતુ અને એહવી શોભાએ શોભીતુ ।
શ્રીઅંગ કયારે દેખીસું પ્રીય દેખાડો જગમોહતું ।૫।

એક કહે વેગ ઉઠીને પ્રબોધ ભણ્યા તણ પાન ।
મીઠે મધુરે વચને કરી કરો અમને એ દાન ।૬।

આરતી કરમાંહાં ધરીને સુંદર મહા કમનીય ।
કામે પુરીત સુખ કયારે દેખાડસો રમણીય ।૭।

કૃપા કટાક્ષ સંયુકતે વચનામૃતનું પાન ।
પુરણ કરૂણામય કયારે હસે કૃપા નિધાન ।૮।

પદ્મ લોચની એક તે કહે છે દરસ આસક્ત ।
મહા મનોહર વિલાસ રસસિન્ધુએ જે યુક્ત ।૯।

એ હવે મુખાર્વિંદ કયારે દેખીસે નાથ ।
કમલ જીવન જેહનું અને દાસ ઇચ્છે છે સાથ ।૧૧૦।

તેહવું મુખારવિંદ વ્હાલાજી વેગ દેખાડો ।
વિલંબ કરો છો શાને શીઘ્રહ કરી પમાડો ।૧૧।
કો કહે કરૂણા સાગર તમારા કટાક્ષ રૂપી બાણ ।
સૃંગાર રસે પાગ્યા જે ન કરે કવચની કાણ ।૧૨।
અતિ તિક્ષણ અણીયાલા રૂચી રસાણે ઓપ્યા ।
વિણ વાગે સનમુખ થાતા લજ્જાકુલ લોપ્યા ।૧૩।
રસીક રામાઓના હૃદય રૂપી જેણે હાથી વેધાય ।
તે કયારે દેખાડશો લાલીમાએ મન રંગાયે ।૧૪।
કો કહે ભક્ત કલ્પતરૂ કોટી કલ્પતરૂના તે ।
અતિ નૌતન પલ્લવનો તતક્ષણ મદ હરતા જે ।૧૫।
શ્રી ચરણારવિંદ તલ વ્હાલા દેખાડશો કયારે ।
જે ચરણારવિંદના એક નખમણી વિચારે ।૧૬।
શોભા પ્રતિક્ષણે ન્યારી ન્યારી જેહની જયોત ।
જગત માંહાં જગમગી રહી અતિ રૂચીકારી ઉદ્યોત ।૧૭।
ઝાતકાર કરે છે જેહ ચરણારવિંદ નખમણી ।
આગ્રહથી શરદચંદ્ર શોભા પામે છે ઘણી ।૧૮।
એ શોભા પામવાને નખમાંહાં ધરી રસરૂપ ।
વાસ કર્યો છે તે ચરણારવિંદ દેખાડો અનુપ ।૧૯।
જે નખમણની લાલમાએ ત્રીલોકી ભકતના લોચન ।
રંગ્યા છે તે નખમણી દેખાડો દુઃખ મોચન ।૨૦।
એક કહે એ વિસાલ વક્ષઃ સ્થલ કયારે દેખીસું ।
તુલસી મુકતા મણી માલાએ યુત પેખીસું ।૨૧।
જે વક્ષઃસ્થલ જોવાને કુચ કુમકુમે કરી ।
રંજીત છે અંગરાગ માલા એ સુવાસિત ભરી ।૨૨।
ભ્રમરે કરી સેવીત છે એ બહુ અમીઅ નીરૂપમ ।
વક્ષઃસ્થલ દયા કરીને દેખાડો અમારૂં પ્રાણાગમ ।૨૩।
એક કહે કૃપા સાગર સુરત અંકીત તમારૂં ।
શોભાએ યુત શ્રીઅંગ જોવાને મન અમારૂં ।૨૪।
અને આંખ અતિ તરસી છે માટે એ અનુભવ રસનું ।
પાન કરાવો અમને ઉનીદ્રીત એ દરસનું ।૨૫।
હવે એક ક્ષણ વિલંબ તે રાજે કરવો નહીં ।
એ ક્ષણ કોટી કલ્પ સમ ચીરંજીવ થાએ છે અહીં ।૨૬।
એ દુઃસહ ક્ષણ અમેસું તો અમને પડતું છે વેર ।
એ ક્ષણ હમ આગલથી દુર કરો હીત મેર ।૨૭।

એ ક્ષણ અમને રોકી રહ્યા છે તેણે કરી ।
ધૈર્ય ચલિત થયું રહે નહીં ને આવે ઉર ભરી ।૧૨૮।

એ ક્ષણની અવસ્થા અમો રંચ સહીય ન જાય ।
માટે મહાપ્રભુજી તમો કરો અમારી સહાય ।૨૯।

સહાય કરી વેગા થઇને શુભ દરસન પમાડો ।
દરસન પમાડી રૂપામૃત દાને અમને જીવાડો ।૩૦।

એણીપેરે એમ વિલંબણી વિરહ વ્યાકુલ થઈ ।
સ્વરૂપ રસે સાણ્યા દરસ આસકતે તદમઈ ।૩૧।

અતિ આતુર થકા શ્રીઅંગ રસની ચાહે કરીને ।
એણે પ્રકારે મૃગ લોચના આરત ભાવે ભરીને ।૩૨।

જે જે ભગવદી બેઠા છે તે ભિન્ન ભિન્ન ભાવે ।
ભિન્ન ભિન્ન વિચારે કરી આપાપણે ચાવે ।૩૩।

ઇત્યાદી મનોરથના સમોહ ઉપજાવી ઉપજાવી ।
પ્રાર્થના કરે છે જેહને જેહવી મનભાવી ।૩૪।

જેહને જે ભાવ સ્ફુરે તે ભાવ સત્ય છે અહીં ।
અહી એ કોઇ ભાવ તે ન્યુન અધિક જાણવો નહીં ।૩૫।

એ ભાવ સર્વે પ્રભુને વિનિયોગ આવે છે સાર ।
જે પ્રભુ જેહનો આદરસું કરે છે અંગીકાર ।૩૬।

એ સહુ ભક્ત તણો પ્રકાર તે કહ્યો સુદેસ ।
એમાંહાં કોઇ અન્યનો નહીં કાંઈ રંચ પ્રવેસ ।૩૭।

હવે અહીં એ શ્રીમહા પ્રભુ મંગલ રૂપ નિધાન ।
અખીલ ભક્તના અંતર આત્મા પરમ સુજાણ ।૩૮।

એહવા પરમ પ્રિય મધુર મીઠા આનંદ રૂપ ।
સલુણા સોહાગીયા જે મહા પરમ અનુપ ।૩૯।

સકોમલ સસોહામણા ભાવ તે મન ધરીને ।
અરૂણ રંગ રસભર્યા નેત્ર તે વિકસીત કરીયને ।૪૦।

ભકતની આરત ઉત્કંઠા લહીને યથા કાલે ।
સમયોચીત સમય પોઢયાથી જાગ્યા વદન રસાલે ।૪૧।

જે નેત્ર સંમીલન કરીને નિદ્રાનો કર્યો અંગીકાર ।
તે નેત્ર ઉઘાડયા જાણે ભકત ભાગ્યના દ્વાર ।૪૨।

વલતા ઉઠી ભકતને દીધું દર્શન દાન ।
રૂપામૃત અવિલોકન હવું ઉભય રસપાન ।૪૩।

જે રયણી રસે વિલસીને પોઢયાથી ઉઠયાની આભા ।
તેહ સમે નેત્ર તણી તે અનીરવચની છે શોભા ।૧૪૪।

મહારસે રસ ભર્યા ઘુર્ણીત અતિ આરક્ત સુવેસ ।
વિલાસ સહિત વિસ્તીર્ણ ને મુદ્રીત પરમ સુદેસ ।।૪૫।।
ઘુંઘરટે નયણે કરી વ્હાલો બેઠા પર્યંક ।
નક્ષત્ર જુએ છે અહીંથી આરંભીને નિસંક ।।૪૬।।
પ્રભુજી જે લીલા કરે છે તે આગલનો પ્રસંગ ।
પાંચમેં માંગલ્યે તે કહીસ મનને રંગે ।।૪૭।।

ઈતીશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી ક્રીડા કલ્લોક મહા અદભુત ચિચિત્ર રસ વ્યારાના ગોપાલદાસ વિરચીત શ્રી વલ્લભ નિત્ય ચરિત્ર નિત્ય લીલા વરણનો વિલંબજ ભાવ પ્રકાસ લીલા વરણનો નામ

માંગલ્ય-૪ ચોથું સમાપ્ત

## માંગલ્ય-૫-પાંચમું

શ્રી શ્રી ગોકુલેશો જયતિ

શ્રી નિત્ય પ્રભુના નિત્ય-ચરિત્રનું માંગલ્ય પાંચમું

સરસ નાયકાને સંગેથી પ્રભુજી સુરત ભુક્ત રસભર્યા જાગે છે તે જાગ્યાનો પ્રકાર

રાગ :- બાહેર બીજીવાર પધાર્યાનો સમય થયો સહુ જાએ

જયજય મહા મંગલ નિધાન જગ મંગલ કરે શુભરૂપ ।
શ્રી ગોકુલપતી પરમ વલ્લભ વર વિવિધી વિલાસ સ્વરૂપ ।।૧।।
મહા નાયક મુખ્ય રસનો રસીક જે સદા પ્રસન્ન રસભોગી ।
રસભર્યો રંગમગ્યો રંગભર્યો એ રસીક સુજાણ સંયોગી ।।૨।।
સુરત ભુક્ત શોભાએ શોભીતો કામી કામ વિજઈ ।
અખીલ ભક્તના આનંદનો વર્ધન કેવલ મંગલમઈ ।।૩।।
સમસ્તયે નિજ સ્વકીય જગત જે જેહ છે રસીક સમાજ ।
તેહને અનુપમ અનેક અભીનવા મંગલ પ્રતિક્ષણ કરવા કાજ ।।૪।।
કંદર્પ દર્પ દલન રતી વર્ધન રતિ રણનો જયકર્ણ ।
ઉદીપ્ત કામપુરક કામોચ્છવ સકલ કલા આભરણ ।।૫।।
કોટી સવિતા સુધાકરના પ્રકાશનો પ્રકાશ કરણ જે અનુપ ।
પરમ પ્રકાશક રૂપ મહાપ્રભુ શ્રી ગોકુલનો ભુપ ।।૬।।
પર્યંક પર અતિ સરસ નાયકાને નિકટ પોઢયા થકી જાગે ।
તે લીલા એ પાંચમે માંગલ્ય કહીસ અતિ અનુરાગે ।।૭।।
પહેલું ચોથે માંગલ્યે ભક્ત સહુ ભવન ભવનથી એહ ।
ત્રિવિધાના ટોલ તે ત્રણે સમયના લીલાના અનુભવી દેહ ।।૮।।

મહારસે રસ ભર્યા ઘુર્ણીત અતિ આરકત સુવેસ ।
વિલાસ સહિત વિસ્તીર્ણ ને મુદ્રીત પરમ સુદેસ ।૪૫।

ઘુંઘરરે નયણે કરી વ્હાલો બેઠા પર્યંક ।
નક્ષત્ર જુએ છે અહીંથી આરંભીને નિસંક ।૪૬।

પ્રભુજી જે લીલા કરે છે તે આગલને પ્રસંગ ।
પાંચમેં માંગલ્યે તે કહીસ મનને રંગે ।૪૭।

ઈતીશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી ક્રીડા કલ્લોક મહા અદભુત વિચિત્ર રસ વ્યારાના ગોપાલદાસ વિરચીત શ્રી વલ્લભ નિત્ય ચરિત્ર નિત્ય લીલા વરણનો વિલંબજ ભાવ પ્રકાસ લીલા વરણનો નામ

માંગલ્ય-૪ ચોથું સમાપ્ત

## માંગલ્ય-૫-પાંચમું

શ્રી શ્રી ગોકુલેશો જયતિ

શ્રી નિત્ય પ્રભુના નિત્ય-ચરિત્રનું માંગલ્ય પાંચમું

સરસ નાયકાને સંગેથી પ્રભુજી સુરત ભુક્ત રસભર્યા જાગે છે તે જાગ્યાનો પ્રકાર

રાગ :- બાહેર બીજીવાર પધાર્યાનો સમય થયો સહુ જાએ

જયજય મહા મંગલ નિધાન જગ મંગલ કર શુભરૂપ ।
શ્રી ગોકુલપતી પરમ વલ્લભ વર વિવિધી વિલાસ સ્વરૂપ ।૧।

મહા નાયક મુખ્ય રસનો રસીક જે સદા પ્રસન્ન રસભોગી ।
રસભર્યો રંગમગ્યો રંગભર્યો એ રસીક સુજાણ સંયોગી ।૨।

સુરત ભુક્ત શોભાએ શોભીતો કામી કામ વિજઇ ।
અખીલ ભક્તના આનંદનો વર્ધન કેવલ મંગલમઈ ।૩।

સમસ્તયે નિજ સ્વકીય જગત જે જેહ છે રસીક સમાજ ।
તેહને અનુપમ અનેક અભીનવા મંગલ પ્રતિક્ષણ કરવા કાજ ।૪।

કંદર્પ દર્પ દલન રતી વર્ધન રતિ રણનો જયકર્ણ ।
ઉદીપ્ત કામપુરક કામોચ્છવ સકલ કલા આભરણ ।૫।

કોટી સવિતા સુધાકરના પ્રકાશનો પ્રકાશ કરણ જે અનુપ ।
પરમ પ્રકાશક રૂપ મહાપ્રભુ શ્રી ગોકુલનો ભુપ ।૬।

પર્યંક પર અતિ સરસ નાયકાને નિકટ પોઢયા થકી જાગે ।
તે લીલા એ પાંચમે માંગલ્ય કહીસ અતિ અનુરાગે ।૭।

પહેલું ચોથે માંગલ્યે ભક્ત સહુ ભવન ભવનથી એહ ।
ત્રિવિધાના ટોલ તે ત્રન્હ સમયના લીલાના અનુભવી જેહ ।૮।

જે લીલા કરી કરે છે ને કરસે તે લીલાના રસપાત્ર ।
શ્રી પુરૂષ લીલા ઉપયોગી સહિત પદારથ માત્ર ।૯।

અનેક ભાંતના વરણ ભેદે જે અનેક રસ ઉપયોગી ।
સામગ્રીએ યુત અતિ સુંદર સુખદ રસીક રસભોગી ।૧૦।

સહુકો બહુ પ્રેમે પાગ્યા વલ્લભાના યુથ અનેક ।
પ્રથુક પ્રથુક પ્રમુદીતે મોદે ભર અધિક એકથી એક ।૧૧।

અપર રાત્રે ઉઠી ઉઠીને ભવન ભવનથી આવ્યા ।
તે પ્રેમાસક્ત વિરહ વ્યાકુલ થકા ભાવે ભરીત અતિ ભાવ્યા ।૧૨।

મહા રસનીધી લહાવને દ્વારે બેઠા છે આવી આવી ।
એહોને અહીંએ બેસીનેજ ધ્યાનેસું દરસ વિલંબે ભાવી ।૧૩।

અનેક પ્રકારે ભિન્ન ભિન્ન ભાંતના મનોરથ સહિત વિચાર ।
ભાવ પ્રગટ કીધા તે સુચનીકા કહી કાંઇ એક વિસ્તાર ।૧૪।

એક ત્યાં વ્હાલાજીને પોઢયા ઉઠવા તણી અવારે ।
અવાર થયો એ સર કરી કરીને કહે છે તેણીવારે ।૧૫।

અતિ રસભર્યા સોહાણાના અણુખાના વાત્સલ્યના જે પ્રકાર ।
દર્શનની આરત ઉત્કંઠાના વિરહાનલ જે અપાર ।૧૬।

તરત તાપ તે જનીત કુશલ આગમ આનંદ ભેર ।
એ ભાવ પ્રથમ પાછલને માંગલ્યે કહી આવ્યા બહુપેર ।૧૭।

હવે સ્વકીય ભકતની આરત ઉત્કંઠાએ જગવ્યા તેણીવાર ।
કરૂણાનીધી વેગ જાગ્યા તે વેગ જાગ્યાનો પ્રકાર ।૧૮।

જે એ શ્રીમહા પ્રભુ સુખદ સુભાસય ભકત ભાવાનુગ્રહ કરેતા ।
ભકતના દારૂણ દુઃખ દુરકર ભકતની આરત હરેતા ।૧૯।

ભકત તણા પરીતાપ મુલ ઉછેદન તત્પર જેહ ।
કામ જનીત કલેશનો છેદન સ્વકીય ભકત પર એહ ।૨૦।

સુખનુ સુખ સુખદાયક અતિસે મહાસુખદ શીરોમણી ।
ભકતનો અંતર આત્મા જાણ રાય ગોકુલના ધણી ।૨૧।

એણે ભકતના મનનો ભાવ પ્રકાર તે પ્રમેય બલે સહુ જાણ્યો ।
તે અંતરયામી જે ચિત હિત વ્રત સુણી જે ઉર અંતરે આણ્યો ।૨૨।

અચાચાર્ય પ્રીય કરેતા એ સેવારસ મુખ્ય કરી અનુરાગ્યા ।
તેણી મીસે દીવા રમણ લીલા હીત પ્રમુદીત થઇને જાગ્યા ।૨૩।

જાગીને જે જે લીલા કરે છે તે લીલાનો નહીં પાર ।
તે આ પાંચમે માંગલ્યે કરીને કહું છું કાંઇ એક એ વિસ્તાર ।૨૪।

જે એ શ્રીમહા પ્રભુજી સદા સર્વદા રયણી ચરિત્ર કરી ।
દીવા ચરિત્ર કરે તે કરીને રયણી ચરિત્ર કરે ફરીય ।૨૫।

તે એ ચરીત્ર અનુપમ કરીને મહા રસ રાસે ભરી ।
અભીનવી અનુપમ સુખદ જ્યાંહાં છે નિરાવર્ણ સરવરી ।૨૬।
ત્યાંહાં એ અતિસે લાડ લડેતા સુંદર રસીક વરેસ ।
છે નિરાવર્ણ એકાંત વિલસે અને એ ભકત સુવેસ ।૨૭।
આનંદ ઉપજાવતા અતિસે જે નિરાવર્ણ છે તેહ ।
સર્વગુણે અલંકૃત શુભ સમય તે નિરાવર્ણ છે એહ ।૨૮।
ત્યાંહાં નિરાવર્ણ રસસું નિરાવર્ણે પોઢયા છે સુખસેજ ।
તે અદ્દભુત પરાક્રમી કામે રતી કરી પ્રેમદાસું હેજ ।૨૯।
સ્વરૂપ મર્યાદા ને ભકતની રસરૂપ પ્રગટે જેહ મર્યાદ ।
ઉભય સ્વરૂપ તણી મર્યાદા દુર કરણ જે આદ ।૩૦।
તે સુખદ સુધાકર મુખી નવયોવના નવલ નાયકા સંગે ।
પરમ પ્રેમે રયણી રસ પુરણ રસે વિલસી બહુરંગે ।૩૧।
સર્વજીત રસાધીન મહા પ્રભુ રતી પતીનો જય કરી ।
પોઢયા થકી જે નેત્ર સંમીલન કરી અતિસે રસ ભરીય ।૩૨।
અંતર રમણ કરે નિદ્રા સંગે સંજોગ સુખનું સુખ ભારી ।
નિદ્રા રસમાંહાં બહુરસ વિલસે અયોગ રસે અહલાદ કારી ।૩૩।
એમ અંતર રમણ રસને અર્થે નીદ્રા નાયકાનો અંગીકાર ।
કર્યો હતો તે ભકત ભાગ્ય ઉદય ફલ જેણીવાર ।૩૪।
ભકત નેત્ર ઉછવને અર્થે પોતાના નેત્ર વિસાલ ।
અતિ સુંદર સલુણા આલસ રસ રંગ–ભર્યા જે રસાલ ।૩૫।
તે નેત્રથી નિદ્રા નિરાવર્ણ કરવાને પ્રથમ અર્ધ ભેલીત કીધા ।
અર્ધ ઉઘાડી અને વલી ફરીને સેજ ભેલી લીધા ।૩૬।
ભેલીને નિદ્રા હૃદયમાં રાખી એનોહે કફ વાત જનિત ।
દોષ રૂપ ને ભજન વિરૂધ્ધ ન હોએ પાપ સહીત ।૩૭।
ભિન્ન હે કફ વાત પિત ને દોષરૂપા ભજન વિરૂધી જે હોએ ।
પાપે કરીને પ્રાકૃત જીવને પ્રગટ છે તે એ નોહે ।૩૮।
એ પરમ અલૌકીક લીલા પોષક એ નિદ્રા ઉપકાર રૂપ ।
માટે હૃદયમાં રાખ્યાથી ઉપકાર હોએ અનુપ ।૩૯।
પ્રથમ પ્રભુ બાહાજ્ય રમણ કરે ફરી અંતર રમણ રસસાર ।
તે સુખને અર્થે નિદ્રાનો કીધો અંગીકાર ।૪૦।
એ પ્રભુને અંતર રમણનો અન્ય સમે અવકાસ નહીં ।
સર્વ સમે નિરંતર સર્વદા ભકતે વેષ્ટિત હોએ અહીં ।૪૧।
તેણે કરીને અંતર રમણ રસ તણો નહીં અવકાસ ।
માટે એણે સમે નિંદ્રા દ્વારા સુખમાં રસરાસ ।૪૨।

એહવે અનુભવ કરે છે પોતે એહવા એ ઉપકાર રૂપ ।
નિદ્રા હૃદયમાં રાખીને મુદ્રીત નેત્રજ ગોકુલભુપ ।૪૩।

પછે મુખારવિંદે પરમ સકોમલ સપેતી ઓઢી હોય તેહ ।
કે ખાસાની ખોલ દોહોરી કે મલમલ તનસુખ જેહ ।૪૪।

કે પંચતોલીઆની મીહી ચાદર ઓઢી થી કાંઇ પન્હી કરી ।
એકવાર ત્યાં પર્યંક ઉપર ઓઢયા પોઢયા પ્રેમ રસભરી ।૪૫।

પરમ પ્રિય એક આલસ મોડે આલસ મોડી તેણીવારે ।
પાઓના ફણા પંગતે નમાવીને કરાંબુજ સીરાણે પ્રસારે ।૪૬

પછે શ્રી મુખાંબુજને ઘોરે ઉકાર આહાકાર અ:કાર ।
આકાર ઉકાર એ જેહવા કસકસતા મહાસાર ।૪૭।

અવ્યક્ત મીઠા મધુરા શબ્દ તે પ્રગટ કરે થોડે થોડે ।
અતિ રસભર્યા રસમસી આંખીએ કાંઇ અને આલસ મોડે ।૪૮।

અતિ શ્રાંત સ્થિર ભાવ આલસ રતિશ્રાંતનો જે સ્થિર ભાવ ।
આલસ રતિશ્રાંત શીતલતાએ કરીને સહેજ સુભાવ ।૪૯।

ઇન્દ્રીયના કોઉ કાર્યથી એ નહીં માટે અંગ પ્રબલ કરવાનો ।
કામોદ્દભવ સોટાએ તે મોડયુ એ લોકવત ના હોય રસ ભરવાનો ।૫૦।

એ પ્રભુના કૃત્ય આચરણ સર્વે ભક્ત પ્રયોજન અર્થ ।
સહેતુક સાભિપ્રાયે યુત છે પોતાને મનોરથે ।૫૧।

તે અનંત કારણે અનંત છે એ માંહાં પ્રયોજન એહ ।
જે રમાંગના નાયકાને શ્રાંતતા જણાવીને તેહ ।૫૨।

તેહોને બલ વધારવા અર્થે આલસ મોડે છે એહ ।
તેથી નાયકાને અતિસય ગર્વિદ રસોદબોધ થાયે તેહ ।૫૩।

માટે સાંતતા જણાવે છે નહીં તો અપાર અતુલ વીર્યવાન ।
મહા નાયકને સાંતતા શાની એ રસ કરવા પાન ।૫૪।

અને પાઓના ફણા પાંગતે નમાવીને એડાએ છે તેણે કરી ।
ફરી રમણ રસદાનને અર્થે અતિ ઉદબોધ રસભરી ।૫૫।

રસ પ્રતિબંધ કર વિના ઉદયનું નિરાવર્ણ કરે તેહ ।
અને સીરાણે કર પ્રસારી કામોદીપન ચંદ્રને સ્થિર કરે એહ ।૫૬।

કે વિપ્રયોગી ભક્તને પાદાંબુજ સનમુખ કરી ભેરવા ।
સીરાણેથી પુષ્ટ પુષ્ટ પુરૂષાર્થ લે છે દાન કરવા ।૫૭।

એણે અભિપ્રાયે આલસ મોડીને ઉઠયા પુરણ કામ ।
ઉઠીને રસ પુરંદર સુંદર મહા રસવર સુખનું ધામ ।૫૮।

સેજ ઉપર બેઠા સુંદર ત્યાંહાં પછે મહા ભાગ્યરાસ ।
અતિસય બડભાગી અનુરાગે મત થકા ત્યાંહાં પાસ ।૫૯।

મહા રસીક સંગ વિલસી સમીપે પોઢયા છે તે ભક્ત ।
રંગ પરસ્પર અતિસે વાધ્યો જાગ્યા થઈ અનુરક્ત ।૬૦।

રસ ઉદ્દબોધક દાન પ્રથમે અને પુનઃ એક એકને કરીયા ।
ક્રીડા રસે ફરી એક એકને મહા નવલ રસે ભરીયા ।૬૧।

મહાનાયક નાયકા નવલ એ નવનવ રસ સંભાલી ।
નવલ નેહ યુત નવલ વૃષ્ટિ કરે નૌતન કેલ્ય રસાલી ।૬૨।

ફરી લીલાએ પરસ્પર પાગ્યા અનુરાગ્યા રસમાંહાં ।
દ્વિગુણ સુરત પ્રતિ વર્ધન પ્રીતે ફરી નિદ્રા કરી ત્યાંહાં ।૬૩।

એમ વારંવાર કેલી કૌતુક કરી નિદ્રા કરે ફરી જાગે ।
જાગી વિનોદે વિલસી વિલસીને નીદ્રા કરે અનુરાગે ।૬૪।

તેહવે મહારાજ રાજેશ્વર સુખસું રયણી વીતે ।
પાછલી રાત્રે સર્વોપર ભલે ઉતમ સમયે ભલી રીતે ।૬૫।

સુખ સેજ્યા પર પોઢયા થકા પ્રાણ પ્રીતમ સર્વ પ્રકાસ ।
સમસ્ત સ્વકીયના નેત્ર તણું સુખ વર્ધન આનંદ રાસ ।૬૬।

મહા પ્રભુજી જાગ્યા જાગીને જુવતી જીવન આધાર ।
રસભકતને પ્રેમે પાગ્યા નખશીખ સુરતાંકીત સાર ।૬૭।

એહવી સોભાની શોભાએ તે શોભીતા રસમસ્યા રંગમગ્યા રંગે ।
રસમાતે રાતે ધુંઘરેટ નયણે આલસ ભરે અંગે ।૬૮।

વલતા સેજ્યા પર ઉઠીને બેઠા પ્રાણ આધાર ।
સેના તે આલસ હોયજ હોરા વલી ફરીને તેણીવાર ।૬૯।

બહુભેદે તે રસીલી ભાંતે ગર્વ સહિત અંગડાઇ ।
આલસ મોડે છે અલવસું પ્રમુદીત અતિ સુખદાઇ ।૭૦।

તે હૃદય આગલ આધુ અત્રસાવી ગ્રીવા પાછળ લલકાવી ।
દીર્ઘ વિશાલ આજાનબાહુ બે ચક્રાકારે સુભાવી ।૭૧।

ઉંચા કરી કરતલે કરતલ ગ્રહી જંભા યુત સુખતું ધામ ।
મુખ વિકસીત કરીને આલસ ભર્યા અંગ ભર્યા બહુકામ ।૭૨।

તે અંગ અંગ આલસે એડાઈને મોડયા ચક્રાકાર ।
કર તિરછા કરીને લચકાયા લચકાવી તેણીવાર ।૭૩।

અલવેસું મુઠી વાલી ઉભય કર બાહુ રાખી બેહુ જોડે ।
લસીત ભુજલતા ચટકાવીને એણીપેરે આલસ મોડે ।૭૪।

એણે કરી અગ્રમ લીલાનો સર્વ વિચાર્યો વિચાર ।
તેહના દાનના અનુકરણ કીધો જે પરમ સુખદ મહાસાર ।૭૫।

તે જ્ઞાન દિપક સાભીપ્રાયે જ્ઞાતાને નમીને કહું છું જેહ ।
આલસ મોડતા આજાનબાહુ ઉંચા કર્યા તેણે કરી એહ ।૭૬।

જે ગ્રહસ્થિત સમાજ છે એહોને એ દિવસે વિપ્રયોગ રસ કીધુ દાન ।
તે સમાજને સંયોગ રસનું કરવાને દઢ માન ।૭૭।

ધીરજ દે છે કસી ચિંતા નહીં નીર્ભય રહો રસસૃષ્ટિ ।
હવડા દરસન અમોઘ રસની કરૂં છે અતિસય વૃષ્ટિ ।૭૮।

એણુકરી એ સ્વકીય ભક્તની વીરહ રૂપણી વ્યાધ ।
આરત આકુલતા વ્યાકુલતા દુર કરી સહુ આધ્ય ।૭૯।

અને અંગસું ભુજલતાએ એડાયા તેણે અંતરાય રૂપી વૃક્ષ ।
મુલ સહીત ઉખેડી નાખ્યું કરીને પ્રેમનો પક્ષ ।૮૦।

ચક્રાકારે તિરછા કરીને કર લચકાવ્યા તમાંહાં ।
એ ભકતને પ્રતિબંધ રૂપી શત્રુ તેહનો સંહાર કર્યો ત્યાંહાં ।૮૧।

જે વલતો ફરી ઉપજે નહીં અથવા એડાયા તેણે એહ ।
સુચન કીધુ જે સ્થાલાંતરના સ્વકીય ભકત છે જેહ ।૮૨।

તેહને ઘેરી આણી રાખે ખેંચી ખેંચીને લે છે કરી રસમઈ ।
કે ગ્રીવાની લલક કે છે જે વેગ આવો અભય થઈ ।૮૩।

દરસન રૂપી મહા ફલનું હું આપું તમને દાન ।
તે દાન આપવા એડાઇને કરે છે એહવી સાન ।૮૪।

સ્વસ્થના આગમ બોધક પોતે આ કારણ કરે છે એહ ।
અને કરતલસું કરતલ મેલ્યો ને હૃદય આગલ કર્યું તેહ ।૮૫।

તેથી સંગમ રસમાં દાન સુચન કર્યું હવે આજ તમસું મલી ।
વિગાઢ પરીરંભણે લીલા તે કરસું મનની રલી ।૮૬।

ત્યાંહાં તમારો અભિષ્ટ પુરણ થાસે સમય તે એણે ।
અને ચક્રાકારે ઉંચા કરથી તિરછા લચકાવ્યા જેણે ।૮૭।

સુચન કીધો એ સેજ્યાએ દાન કરી મનોરથ ।
સર્વ ભાંતના સર્વ પ્રકારે પુરણ કરસું અર્થ ।૮૮।

અને અવલસું મુઠી વાલીને કર ચટકયા તે મુઠમાંહાં ।
ગુઢ ગોપનીય દાન સુચન કર્યું જે તમારે કાજે આંહાં ।૮૯।

છુપાવી રાખ્યું છે અને કર ચટકાવે ગોપ્ય દાન ।
દીનના મનોરથ પુરણ કરવા પઠવ્યું લઈ સંનિધાન ।૯૦।

અથવા મુઠી વાલી ચુટકાવેથી એ સુચન કર્યું ફરી ।
આજ અમો તમારા ઉત્તમ મન અન્યથી અલગા કરી ।૯૧।

ગોપ્ય છુપાવીને મુઠીમાં રાખ્યા છે મારે હાથ ।
એ મેં હાથ રાખીને તમારી સ્થિતિ કીધી કહે નાથ ।૯૨।

અથવા જગતના શુભ કારજ કરણે એમ કર ચટકાવી ।
જગત અર્થે સુર્યને ઉદયની આજ્ઞા કરી સુભાવી ।૯૩।

એમ અંતરાય રૂપ અનિષ્ટ નિવારક વિલસ્યાને અનુકર્ણે ।
સંજ્ઞા કરીને સંગમ રસ આપવા સમાધાન કર્યું સુખ કર્ણે ।૯૪।
એહવા સહેતુક અનંત કારણ છે એહવું એણે પ્રકારે ।
એણે અભિપ્રાયે એણે પ્રયોજને આલસ મોડયુ તેણી વારે ।૯૫।
પછે લાવણ્ય નીધી વિકસીત મુદ્રીત ઘુંઘરટે ઘુણીંત નૈન ।
અલસાને એડાંતે અંગે જોડજોઈ મોહે મેણ ।૯૬।
અનીર્વચની ભાવે સેજ્યા પર બિરાજ્યા પરમ ઉદાર ।
પ્રાણ વલ્લભજી નક્ષત્ર નિહાલે પોતે તેણીવારે ।૯૭।
એમ અભિસારીણીની આશ પુરક ઉઠી ઉઠીને રાત્ર માંહાં ।
વાર બે ત્રણ નક્ષત્ર નિહાલે છે સેજથી સુંદર ત્યાંહાં ।૯૮।
એ સુભ્ર સેજની સંપતિ એહવી દંપતિ મહારસ ભરી ।
એહવી સેજતણી આભા તે શોભા જુએ ફરીફરી ।૯૯।
હવે એહ સમય સેજ્યાએ બેઠાની શોભા કહું છુ જેહ ।
કોટી કંદર્પનો દર્પ વિવર્ધન મહા સૌંદર્ય નીધી એહ ।૧૦૦।
સકલ શોભાનો સમોહ જેહની શોભાને જોતા જોઇ ।
મુલ શોભા અનેક મોહ પામી લજવાઈ સહુકોઇ ।૧।
એ રસીક સ્વરૂપની શોભા ભર શોભા પરમાવિધી અદભુત ।
સકલ શોભા નીધી શોભા ધરતી એહવી ન ભાવી ભુત ।૨।
મુખાનુસાર અનેક સુખાવહ ઉપજાવતી સુખ સ્વાદ ।
સગુણી શોભતી શોભા છબી થાએ નહીં મર્યાદ ।૩।
વિહાર રસે છાઈ રહી છે એ શોભાએ સહુ શોભા ।
અતિ સોહતી સોહે પરમાવીધી સુંદરતાની ગોભા ।૪।
એહવી સુરત ભુકત સોભાએ સહીત મહા પ્રભુ રાજે ।
અનીર્વચની રૂપે રસપુરીત સેજ્યાએ બેઠા બિરાજે ।૫।
તે એ સમેની શોભા કહેવાને ચંચલ થયું મારૂં મન ।
જે એ શોભા અનુભવ યુત કહું કાંઇ આણીને તે વચન ।૬।
પણ કઇ કઈ શોભા કહું એક તો સુખનીધીની અતિ શોભા ।
સુખથી નીંદ્રા કર્યા ઉઠયાની સહેજ શોભાવત શોભા ।૭।
તે વચનાતીત મહા સુખદાયક એ શોભા કહું સાર ।
કે નખ શીખ પર્યંત અંગ અંગની જેહનો નાવે પાર ।૮।
સકલ કલાયુત સુરત સંગ્રામના ચીન્હની શોભા જેહ ।
ખંડીતા નાયકાના ચિતને જે ખંડખંડ કરતી તેહ ।૯।
તે ઉત્કંઠા અંગનાઓના અંગને પીડા ઉપજાવતી શોભા ।
તે કહું કે કઇ કઇ કહું જે પ્રતિક્ષણું નોતન ગોભા ।૧૧૦।

કે પરકીયાએ પ્રમુદીત પ્રેમભર કરવાવ્યો સૃંગાર ।
સૃંગારી અભીનવ રસ વિલસ્યો તે રસ ભર રસનો નહીંપાર ।૧૧।

પછે પ્રાત:ચીન પુરવના અલંકૃત અલગા કર્યાની ઓભા ।
તે આભા અંગે રહી રસીલી તે કહેતા નાવે શોભા ।૧૨।

કે રયણી રંગે રસભર્યા રમ્યા ત્યાં પ્રીયાનો પ્રેમ મકરંદ ।
પ્રસર્યો તેણે અંગે અંગ ભીનુ સુખનિધી આનંદ કંદ ।૧૩।

ઉપર અનુરાગને રંગે રંગ્યાની શોભા અતિ સુખરાસ ।
તે કહેવા અતિ ઉર ઉલટ ભર્યું પણ નવ થાયે પ્રકાશ ।૧૪।

તે લાવણ્ય લલીત વિલાસ સહીત જે રયણી રસના મહાતમ ।
અતિ ઘુણીંત આરક્ત અનુપમ અભિનવા રસ ઉન્મત ।૧૫।

રોચમાન લોચન ઘુંઘરટયા ઘુમતા રતી કરી ।
અલસાણા અંજન યુત નવનવ રંગે રંગ્યા ભરી ।૧૬।

સૃંગાર કરૂણા પ્રણય રસે પુરણ પ્રમુદીત પરમ વિસાલ ।
માનીનીઓના માનને મુકાવતા લોલ અલોલ રસાલ ।૧૭।

અણીયાલા ને ચપલ રસે ચુચુતા અતિલોલ પરમ સુઘાટ ।
નવરસ ભેદે ભેદ સહિત તે કરતા નવનવ નાટય ।૧૮।

કામીનીના કામ રૂપ જે મનને ઘુમાવતા નેત્ર રાજે ।
કે તે એહવા નેત્રની શોભા કહું જે જોઈ સુંદરતા લાજે ।૧૯।

કે વ્હાલાજીની અતિવંક કટીલી સુભગ કટાક્ષે કરીય ।
માનીનીઓના મનને મોહાવતી શોભા કહું રસ ભરી ।૨૦।

કે નયણે રસરંગ રયણી તણો તે તાંબુલનો અનુરાગ ।
રસીલે અધર ઓપતું અંજન શોભાનો જે સોહાગ ।૨૧।

શોભા તે કહું કે વ્હાલાજીનું સુંદર પરમ પ્રસન્ન ।
વદનાવિંદ સ્મિત અતિ વિલસીત કરતુ સુખ સંપન્ન ।૨૨।

જલહલતુ જગમગતુ ઝલકતુ ઝલમલતુ સુરંગ ।
પરમ સોહતુ જગત મોહતુ નિરખતા હોએ મનપંગ ।૨૩।

કોટી સસી સવિતાને લજાવતુ એહવું વદન બિંદુસાર ।
તેહની શોભા કહું ક્યાં લગી પામુ નહીં જે પાર ।૨૪।

સુભગ લલીત લીલાવટી એ ત્રૈલોકી ઉદય જે કર ।
અતિ તૃપતૃપતુ તેજ તપે છે શોભા કહું રસભર ।૨૫।

કે ભાલ વિસાલે સમસ્ત સ્વકીયના ભાગ્યનું સૌભાગ્ય રૂપ ।
તિલક તે ક્રીડા કલોલ કરતામાં ખંડીત થયું અનુપ ।૨૬।

તે પરમ કુશલમતી ખંડીતાઓને વ્યથા ઉદીપન કામ ।
કરી તેણે સુખ ઉપજાવતુ એહ ખંડીત રેખા મધ્યે શ્યામ ।૧૨૭।

તે સહેજ શ્યામ રેખા એહની હું શોભા કહું સુખસાર ।
કે વનીતાઓની વાતનેજ આહારે અઘાયા છે કરી આહાર ।૧૨૮।

સુંદર પરમ સકોમલ શોભીત કારણમય કર્ણ કુપ ।
ચર્ચીકાના રસાલા જે રસીલા રસભર્યા રસીક અનુપ ।૨૯।

વયણ સાંભલવાને અતિસય સરૂઆ ભકત સંદેશ રસપાન ।
પાન કરવાના પાત્ર એ રૂચીકર સુંદર શોભાયમાન ।૩૦।

તે કામીનીને કંકણે દબાયા તેહની શોભા કહું ।
અરૂણાઈ લીધે કોઈ એક છબી કહેતા પાર ન લહું ।૩૧।

કે કરણે કુંડલ હરીત પીત રંગ અરૂણ સ્વચ્છ શ્વેત નંગ ।
લસી લહલહી રહયો છે તેહના કીરણ ઉઠે બહુસંગ ।૩૨।

તે ગલ્લ સ્થલની ગૌરવત માંહેં ઝાંઇ ઝલકતી રાજે ।
તેહ તરંગની શોભા કહું તે સર્વોપર અતિ ભ્રાજે ।૩૩।

કે થરકનો થરહરતો જે નિરૂપમ રસભર્યો અધર અનુપ ।
સનમુખ નમી રહયો નૌતન ગતી નિઃસાધન ફલરૂપ ।૩૪।

અવ્યકત ફલનો રસ એ રસીકવર અમીત માધુરી સમોહ ।
અંગનાગણને આનંદદાયક આનંદનો સંદોહ ।૩૫।

અંગનાનો જે અધર પલ્લવ મૃદુ તેહનો રૂચીર પરાગ ।
રસ લેઈ ઉનમત થયો છે રહ્યો ભરી અનુરાગ ।૩૬।

સહેજ રંગનો ભર વલી તેમાંહાં નાગવલ્લી ઓપ્યો ઘણું ।
તે રંગની રંગીન ગહેરાઇ કયાંહાં લગી કહુ તેહ તણું ।૩૭।

ચમકતી ચલક ઝલક કરતી જે રાજે પરમ અનુપ ।
તેહની શોભા કહું કેહીપેરે જેનું રસભર રૂપ ।૩૮।

કે પીકલીક બાંધી જે એહુ દીસે પીકલીક ઢલી ।
ચતુરાય ચાખ્યાના ચીન્હ તે સોભાએ શોભા ફલીય ।૩૯।

કે અતિ રસાલે રસનાની લાલ્યમાં લોલુપતાએ યુકત ।
અસેત શ્યામ ચમકતી દતપંકિતએ શોભા ઉકત ।૪૦।

એહવી મુખ મધ્યેની શોભા રંજીત રસ તંબોલ ।
તેહ કહું શું શું કહું જયાંહાં ઉઠે રસ કલ્લોલ ।૪૧।

કે મન મોહનજીની જગમોહતી સોહતી સુભગ જે ભ્રાજે ।
અટપટી લટપટે પેચે અનુપમ અલબેલી અતિ રાજે ।૪૨।

એહની પાગ શીષ સોહતી શોભા કહું કેહીપેરે ।
એ શોભા નીરખી નીરખી અને નિરખું ઉલટ ભેર ।૪૩।

સૃંગાર શીખરે છોગો થોડો ફરકતો ફરતા કુંતલ જેહ ।
કચ બાહેર નિસરી રહ્યા છે કે એ શોભા કહું તેહ ।૧૪૪।

સંપૂર્ણ શ્રીઅંગ ।
કે વલ્લભ વરતું સુંદર સલુણું આમોદ મહેકી રહ્યો છે સંગે ।૧૪૫।

તે અંગ આમોદે સર્વત્ર આમોદ મહેકી રહ્યો છે સંગે ।
ત્યાંહાં અનેક જાતના અનેક ભાંતના ભ્રમર ભ્રમાંગના સહિત ।
એ આમોદ લુબ્ધક મહા મંદીરે અનુસરી રહ્યા રસ લહીત ।૪૬।

તે શોભા કહું કે અહીં સનમુખ આંગણમાં અટાલી ।
ત્યાંહાં ઉત્તમ પુરી કલાપુરી નૃત્ય કરે શોભા કહું રસાલી ।૪૭।

માટે એ શોભાને કહેવા મારૂ એકો સામર્થ નહીં ।
કઈ કઈ શોભા કહું અનુપમ રાજતી રસ ભરી અહીંય ।૪૮।

એ શોભા કહેવાને મારૂ મન એ શોભા સિન્ધુમાં જેહ ।
ગોથા ખાએ છે પણ થાહ તે પામતુ નથી કાંઈ એહ ।૪૯।

એહવું એ શોભાનું અથાહ રૂપ એહવી શોભાના સિંધુ માંહાં ।
રસીક સમાજ સહુ મહા મુખસું મહાલે છે તે ત્યાંહાં ।૫૦।

એહવી સુરત સંગ્રામે શોભીતી શોભાયમાન ।
શોભીતા મહારાજ રાજેશ્વર મુગટમણી સુજાણ ।૫૧।

સદા સર્વદા નિત્ય શોભે છે એ શોભા ને એ સૃંગાર ।
એહ ચતુર વરની વાનીકનો નીત્ય નોતન એ પ્રકાર ।૫૨।

હવે હું એ શોભાને સરાહુ કે એ શોભાના અનુભવી જેહ ।
જેહના નેત્રમાં શોભા એ સમાઇ છે તેહને સરાહુ કરી નેહ ।૫૩।

કે મારી રસનાને હું સરાહુ જે શોભા કહેવા સિધ્ધ ।
એહવી એ શોભા સંયુક્ત ગોકુલધણી સેજે બેઠા મહાનિધ ।૫૪।

સેજે બેઠા નક્ષત્ર નિહાલે છે જદ્યપી સર્વજ્ઞ શીરોમણી ।
સ્વરૂપ બલેથી સર્વ જાણે છે તદ્યપી કૌતુકે રૂચી ઘણી ।૫૫।

લોકવત લીલા આદરી છે માટે લૌકીકને અનુકર્ણ ।
તેહ સમય ત્યાંહાં નક્ષત્ર નીહાલે ને પછે રસીક આભરણ ।૫૬।

રૂતુભેદ વિષે યથા કાલોચીત સમય લહી તે તે સમય ।
સુખ સૌકર્ય વિહીત વેલા એ નવલ નાહ નવ રસમય ।૫૭।

રસભર્યા સેજ્યા પરથી ઉઠે છે તે ઉઠયાનો જે પ્રકાર ।
વિસદ કરી કાંઈ એક કહું છું અનુભવને અનુસારે ।૫૮।

જે મહા નાયક મુખ્ય રસનો ભોગી પ્રછન પ્રકાર સરસભોગ ।
સદા સર્વદા નિત્ય કરે છે સંયોગી સંયોગ ।૫૯।

અહીં પ્રકાર સરસયોગ પાત્રનો રસ કહીએ છે જેહ ।
તે પ્રકાશ રસપાત્રથી વહુજી પરમ સુંદર છે એહ ।૬૦।

હેમ વરણાગી રત્નપ્રભા કોટી કોકીલ સુસ્વરી સાર ।
જીત પદમાતી લોચનાજીત રંભા કોટી લક્ષ્મી બલ જીતનાર ।૧૬૧।

શ્રી ગોકુલેશ્વરી ગોકુલેશ મન મોહની આનંદદાયની આપ ।
અતિ આનંદ સમર્પીણી સુખનીધી હરણ નયન પરીતાપ ।૧૬૨।
કોટી કોટી લક્ષ્મી સુખાવહ એહવી મહા રસરાસ ।
શ્રી વલ્લભજીની વલ્લભા શ્રી વહુજી ત્યાંહાં પાસ ।૬૩।
લીલા રસે વિલસી પોઢયા છે બીજી સેજયા છે જ્યાંહાં ।
જે નિદ્રાવસ છે ત્યાંહાંથી પોતે જગાવે છે સુખમાંહાં ।૬૪।
તો અહીં કો કહેસે જે પ્રથુક સેજયા તો કંઇ નથી કહી ।
તો અવીહીત કઇપેરે કરે મર્યાદ ભંગ કરે નહીં ।૬૫।
તેહના કારણમય ઘણા કારણ છે એકથી એક વિશેક ।
મુખ્ય એક પ્રયોજન હું કહું છું પણ છે તે ભાવ અનેક ।૬૬।
જે એક નાયકા સમીપ હોએ જ્યારે રસાભાસને સંકોચે ।
બીજી નાયકાનુ વિલસવા અર્થે આગમન હોએ નહીં સોચે ।૬૭।
માટે નીદ્રા નાયકાના આગમ અર્થે શ્રી વહુજીને અલગી ભિન્ન ।
સેજયાએ પોઢવાને આજ્ઞા કરી છે રસીક નવીન ।૬૮।
નિદ્રા નાયકા વિલસવાને અર્થે નિકટ તો આવે ત્યારે ।
અન્ય નાયકા બીજી નિકટ કો હોએ નહીં તે જ્યારે ।૬૯।
અને બીજુ પ્રયોજન તો એ જે દક્ષીણ નાયકે પોતે ।
બહુ નાયકાના મનોરથ પુરવા સ્વકીયાનો સૌકર્ય જોતે ।૭૦।
ઉભય સ્થલે સંકોચ દુરી કર્યો એણે એણે અભિપ્રાયે ।
પ્રથુક સેજ કીધી મહાપ્રભુજીએ પોતાને મન ભાયે ।૭૧।
જે વહુજી ભિન્ન નિદ્રાવસ પોઢયા છે નિદ્રા વસથી માંહાં ।
શ્રીજી અધુરા અધુરા મીઠા મધુરા વયણ કહીને ત્યાંહાં ।૭૨।
અર્ધ વયણ કહી જગવીને તે આજ્ઞા આપે છે રાજ ।
કહે છે ઉઠો સમય થયો છે તેડયા કરીને લાજ ।૭૩।
વહુજી પણ આલસ ભર્યા અને મરગજી સાડી પહેરી ।
સેજયાથી ઉઠી ઉભા રહે શોભા પ્રગટી ગેહેરી ।૭૪।
વલતા ઉદાર શીરોમણી શ્રીજી સેજ થકી રસ ભર્યા ।
અવની ઉપર અતિ મૃદુલ મનોહર ચરણારવિંદ ધર્યા ।૭૫।
અવનીનો તાપ હરી સેજયાથી ઉઠીને અવની ઉપર ।
તીબારીમાં ઉભા રહે છે અતિસે ઉલટ ભરી ।૭૬।
એણીરીતે ઉભય રસીકવર સ્વરૂપ તે ઉઠયા પોઢયા ।
તે પછી પ્રસાદી ભંડાર તે આગલ ભાગ્યે બુઢયા ।૭૭।
ભક્તરાજ હિતપાત્ર ભલીબાઇએ સયન કર્યું હોએ ત્યાંહાં ।
એ સદા સેવા સાવધાન રહે તે સમય લઈ મનમાંહાં ।૧૭૮।

આગલથી જાગ્યાજ હોએ છે ઉભય રસીક ઉઠયા જાણી ।
હોમઘરની ખડકીએ આવી ઉભા રહે દીપક આણી ।૧૭૯।

સ્નેહ જાણ સ્નેહ શિક્ષક ભલીબાઈ ભાગ્ય કહેવાય ન વાણી ।
એહોની ચરણરેણુ માથે ધરી નમન કરૂ ઉર આણી ।૮૦।

હવે શ્રીજી સેજયાથી ઉઠીને આત્મસુખ અથવા ઉતમ કભાય ।
અંગ સેવકે આગલથી ખુંટીએ વલગાડી સુખદાઈ ।૮૧।

ત્યાંહાંથી શ્રીહસ્તે લેઇને તેહનો કરે છે અંગીકાર ।
કે વા કો સમય જામસાઇ કે આવાંતર દેશની સાર ।૮૨।

ચાદર અથવા પામરી ઓઢે કો સમે મનને રંગે ।
મીહી ઉપરેણો કે કો સમે તનીયો ને ઉઘાડે શ્રીઅંગે ।૮૩।

શ્રી મસ્તકે અલબેલી ભાંતે લટપટી પાગ બિરાજે ।
બાકી સંપુર્ણ શ્રીઅંગ નીરાવર્ણ ઝલકતુ રાજે ।૮૪।

પછે તીવારી માંહાંથી વિજય કરી પધાર્યા હોમઘર જયાંહાં ।
આગલ શ્રીવહુજી અને પાછલ પરાત્પર અભીનવ ત્યાંહાં ।૮૫।

લડસડતે અંગે ડગમગતી ચાલે પ્રાણ આધાર ।
સહસ્ત્ર સુધાકર પ્રકાસ રૂપ શ્રીજી પોતે તેણીવાર ।૮૬।

કો એક અનીર્વચની આગલ પાછલની શોભાએ યુક્ત ।
ઉફણતે રૂપ રસે આવીને રસીક મહારસ ભક્ત ।૮૭।

ખડકીની સાંકલી ઉઘાડીને બાહેર પધાર્યા આવી ।
ભલીબાઇ ચરણારવિંદે મસ્તક રહ્યા ત્યાંહાં નમાવી ।૮૮।

જલહલતી જગમગતી પ્રબલ સમ દીપક સુક્ષ્મ જયોતે ।
લઇને આગલ ચાલ્યા આવે પાછલ વહુજી પોતે ।૮૯।

અને વહુજીની પાછલ ગુણના ખેંચ્યા રસ અનુભવે આકર્ષાયા ।
રક્ષા અર્થે રસવીર પધારે છે રૂપ શોભા રસે વરસ્યા ।૯૦।

અધીર થકા મહાધીર ધીરેશ્વર ધીરજ દેવા આવે ।
એણે આવસ્યકે એમ નીત્ય પ્રતિ વહુજીને વલાવે ।૯૧।

તો આગલ મુખ્ય ભક્ત મધ્યે વહુજી અને પછે એહોને માથે ।
સર્વોપર મુગટમણી પોતે ચાલ્યા આવે સાથે ।૯૨।

જાણે ત્રીવીધ રસની શ્રેણી તે ચાલી આવે છે હારે ।
વહુજીના મંદીર સુધી પધારે એણે પ્રકારે ।૯૩।

વલતા વહુજી પોતાને મંદીર પધાર્યા રસભરી ।
ને ભકતારત હર શ્રીજી પોતે સંકેત સ્થલે ચીતધરી ।૯૪।

સંકેતા સ્થિત સ્થલ સ્થલે અનેક તે રસા-ભીસરણી આવ્યા જયાંહાં ।
હેજે કરીને ફરી પધારતા પધારે છે ત્યાંહાં ।૧૯૫।

પ્રત્યાધીન પરકીયા સર્વનો ભોકતા મહાભોગી ।
સર્વ સમે તે ભોગ કરે છે એ રસે સદા સંયોગી ।૧૯૬।
પધારીને સર્વતણી વલી પુરી આસ હીતકરી ।
મનોરથાંત કરી પોતાને મંદીર પધાર્યા ફરી ।૯૭।
ભક્તરાજ આગલથી દીપક લઇ નિત્ય ચાલ્યા આવે ।
ઝલકતે મુખાવિંદ વ્હાલો પાછલથી સોહાવે ।૯૮।
હોમઘરની ખડકીએ પધારીને કીવાંડ માંગલ્ય કીયા ।
સાંકલી ભીડી ફરી સેજ્યાએ પોઢે શ્રીઅંગ રહ્યું ઝલકી ।૯૯।
પછે સમયાનુસાર રૂતુભેદે જે વસ્ત્ર અંગી કર્યું હોએ તેહ ।
તે ત્યાંહાં તેણે સ્થલે ધરીને પોતે પ્રેમવતી જેહ ।૨૦૦।
પરમ પ્રીયા પછે ને રસપાત્રસું બાહ્યાભ્યંતર રસરીતે ।
વિસદ કરી વિસ્તારસું ને અનેક લીલા કરે પ્રીતે ।૧।
લીલા કર્યા ઉપરાંત અપોઢવા તણો ને સમય તે જાણી ।
સદાની રીત સરસ સુભાવીક બોલે સકોમલ વાણી ।૨।
ઉપર અટાલીએ ખવાસ સુતો હોય તેહને પોતે કહાવે ।
તે પણ સમય જાણી જાગી રહયો હોય સ્વતઃથી ઉઠી આવે ।૩।
એક વાર બોલાવે ને ન જાગે તો બીજી વાર બોલાવે ।
બોલાવી જગાડીને પોતે પ્રાણ પ્રભુ સુભાવે ।૪।
અને સ્વતઃથી ઉઠયો નહીં હોએ તો શ્રીજી મધુરી વાણી ।
આપુ બોલાવે ફરીફરી તે કરૂણા અતિસય આણી ।૫।
જે એક ક્ષણું પોઢે સુખસેજે શ્રીજી તે તેણીવાર ।
હવે શ્રીજી પોઢી ઉઠે એટલા વીચ અંગ સેવકનો પ્રકાર ।૬।
જે જે કાર્ય કરે છે તે તે કારજ આણી મન ।
આગલને છઠે માંગલ્યે કહીસ થઇ પ્રસન્ન ।૨૦૭।

ઇતીશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી ક્રીડા કલ્લોલ મહા અદભુત
વિચિત્ર રસ બ્યારાના ગોપાલદાસ વિરંચિત શ્રીવલ્લભ
નિત્ય-પ્રરિત્ર લીલા વર્ણનો રમણાનંતર સુખ સયનથી
ઉત્થિત પુનઃ લીલા સમય તે લીલા વર્ણનો નામ
માંગલ્ય-પાંચમું-સમાપ્ત.

શ્રી શ્રી વલ્લભો જયતિ

# માંગલ્ય-૬ છઠું

### શ્રી નિત્ય પ્રભુના નિત્ય-ચરિત્રનું માંગલ્ય-૬ છઠું
### અંગ સેવકના નામ કાર્યનું લખીએ છીએ
### રાગ :- બાહેર બીજીવાર પધાર્યાનો સમય

અંગ સેવક અતિ સુખદ સાવધાન સેવામાંહાં ।
સેવાને અવકાસે સુતો થકો પોતે ત્યાંહાં ।૧।

શ્રીજીનું તે સ્મરણ કરીને ઉઠે તે તેણીવાર ।
ઉઠી અટાલીથી ઉતરી હેઠો આવે કરી વિચાર ।૨।

હવે શ્રીજીના અંગસેવક સુખદ તેહવા અપરંપાર ।
નામ તેહોના પ્રગટ કરીને કરૂં છું વિસ્તાર ।૩।

અનેક દાસદાસી સેવા કરે છે બહુપેર ।
કો કેવલ પ્રભુ સુખ અર્થ ને કો સ્વસુખે ઉલટભેર ।૪।

પ્રભુ પરાયણ સ્વારથ પરાયણ કરે સેવાકામ ।
તે મધ્યે થોડા એકના હું કહું છું તે નામ ।૫।

જે પ્રથમ શૈશવ સેવારમ્ભ સુખદ શીરોમણી મહાસાર ।
બડભાગી દામોદર દાસી ભાગ્યનો નહીંપાર ।૬।

જેહોના નામનો અર્થ તે સંપુર્ણ થયો સિધ્ધ ।
એ લડાવે લાવણ્ય ભેર જોઈ જોઈને મહાનીધી ।૭।

એ ગૌડ બ્રાહ્મણ ઉદેપુરના વાસ પહેલા ત્યાંહાં ।
ઉદેસીહ રાણાના ઘરમાં રહે ઉદયપુર માંહાં ।૮।

એહોને સંગે કામ ભાવે કૃષ્ણદાસી જેહ ।
મોદ ભર્યા સેવા કરે અતિ સુખદ ભાવે જેહ ।૯।

જ્યારે પ્રભુને એ લીલા રસની ઇચ્છા થઈ ।
ત્યારે રસ પોષણને અર્થે આગલથી રસમઇ ।૧૦।

પ્રગટયા પરમ પ્રમોદસું પ્રીયતણું અંકીત લઈ ।
તેહ કારણ ગુઢ અતિસે કેમ શકું હું કહી ।૧૧।

સ્વરૂપ રસના જાણ અતિસે નિપુણ મહા રસરૂપ ।
પ્રાગટય સમે જેણે પ્રગટ કરી કહ્યું પ્રભુનું એ સ્વરૂપ ।૧૨।

હમારે ગોકુલનાથ આયે એમ કહ્યું ઉલટ ભર ।
શ્રીમુખ જોઈ સુખરૂપ નામ તે ધર્યું સર્વોપર ।૧૩।

એ કનોજીયા બ્રાહ્મણ અને એ કનોજના વાસી ।
આવીને અહીં એ રહ્યા તે મુદીત ઉલ્લાસી ।૧૪।

એહોની પુંઠે એકાંત ભાવે ભર્યા સારંગદાસ ।
નાગર વડનગરા સેવાને રહ્યા છે પ્રભુપાસ ।૧૫।
પછે વૈકુંઠભાઈ સેજબંધી સુશીલ સાત્વીક મન ।
સાવધાન થઈ સેવા કરે પ્રભુ રહે પરમ પ્રસન્ન ।૧૬।
અને વ્રજ માંહેંના વાસી જેહનું નામ ભીખમભાઈ ।
ભક્તિ ભાવે અંગસેવા કરે અતિ સુખદાઈ ।૧૭।
પોતે ગુંજા વાવીને તેહની કરે માલા ।
તે ભક્ત ભુષણને ધરાવે ધરી ભાવ રસાલ ।૧૮।
પછે સરવર્યો કૃષ્ણદાસ રસે વર્યો તે પરમ સુજાણ ।
રસલીલા પોષક પરમ સૌભાગ્યો બહુ જાણ ।૧૯।
એહથી અનુક્રમ આગલ સોરઠનો છે તેહ ।
લાઠી લીલીઆણાનો વાસી સીહોરો ઉદીચ જેહ ।૨૦।
મહા સુર તામસ તીલક એહવો જે માધવદાસ ।
પરમ નેષ્ટાવંત સેવા કરે રહી પ્રભુપાસ ।૨૧।
પછે વીસલનગરનો નાગર ને લાડોલ્ય જેહનું ગામ ।
પ્રમાણ વિષે પ્રપન્ન જે જગન્નાથ એહવું નામ ।૨૨।
પછે ત્રીવાડી વૈજનાથ જેહની જ્ઞાત શ્રી માલીય ।
સેવા કરે તત્પર થઈ સમે સમે સંભાલીય ।૨૩।
પછે ખેરૂઆનો વિસલનગરો પરમ સદભાવી ।
ગોપાલદાસે સેવા કીધી નીકટ અહીં આવી ।૨૪।
પછે કુહાનો જે મોડ અતિસે ઉગ્ર સ્વભાવ પ્રમાણ ।
ઉધ્ધવ ત્રવાડી તે પ્રપન્ન પ્રમાણ મારગ જાણ ।૨૫।
લાંઘણજનો બ્રાહ્મણ જેહની જ્ઞાત દેશાવલ ।
કૃષ્ણદાસ ચૌધરી જેહને શ્રીજી વચન રસાલ ।૨૬।
ચીકણીઓ કરી બોલાવે એણે રહે આપ પ્રસન્ન ।
એહ પણ સાવધાન થઇ સેવા કરે ધરી મન ।૨૭।
પછે રવિંદ્ર ચાંદરણીનો ભટ મેવાડો સેવાએ સમર્થ ।
કાણ પ્રભુ રાખે ઘણી સર્યો તેહનો અર્થ ।૨૮।
સંઘો એહવું નામ જેહનું સમે તત્પર એહ ।
કાજ કરે મનવ્રત લહી અને આણી અંતર નેહ ।૨૯।
પછે મહા બડભાગી અતિસે ભાગ્ય કેરી રાસ ।
સીધ્ધપુર ઉદીચ લુણાવાડે પહેલા વાસ ।૩૦।
મુગ્ધ મન મનોરથ રહીત મનોરથ કીધા જેહ ।
પ્રાણ પ્રભુજીએ પ્રસિધ્ધતાએ પુર્ણ કર્યા તેહ ।૩૧।

સમે સમે સર્વસ્વ સમર્પણ કર્યું એણે અહીંય ।
દ્રવ્યાદિક લૌકીકનો સંચય કર્યો જેણે નહીં ।૩૨।

નીવેદીત આત્મા જે ધર્મ અંતઃકરણ સ્વરૂપાશક્ત ।
પ્રગટ પ્રછને સેવા કરી થઈ અનુરક્ત ।૩૩

ઈર્ષા નહીં અહંકાર નહીં સ્વાર્થ રહીત મન ઘણું ।
સ્વાદ રસનાનો ન ઇચ્છે સુખ ન ઇચ્છે અણું ।૩૪।

ખવાસ સહુનો મુગટમણી પોતે તે કરી ઉલ્લાસ ।
રાખ્યો નિરંતર સર્વદા પ્રભુએ તે પોતાને પાસ ।૩૫।

નિર્લોભ પરાયણ અતિ પવીત્ર ને વિસુધ્ધ જેહનું મન ।
એહવા જે દીનકર ભાઈ છે સેવા સુખ સંપન્ન ।૩૬।

એહની સેવાના સહાયક પ્રેરક પોષક સંગ ।
પરમ બોધક અતી સુખદ મહદ અનુગ્રહી અંતરંગ ।૩૭।

તેહના નામ તે તે સમેને વિષે કહીસ ત્યાંહાં ।
જેણે પ્રકારે તે અનંત સેવક અંગ સેવા કરે ત્યાંહાં ।૩૮।

એ મધ્યે જેણે સમે જે સેવા કરે સાવધાન ।
તે સેવાને અવકાસે સુતો થકો ભાગ્યવાન ।૩૯।

શ્રીજીનું સ્મરણ કરીને ઉઠે તે વેગો થઇ ।
અટાલીથી ઉતરી હેઠો આવે કાજમય ।૪૦।

આવીને પાવરો પહેલે જાએ જલઘરા માંહાં ।
માટી લઇ પોતાને ગડુએ હાથ ધોએ તે ત્યાંહાં ।૪૧।

પછે ઠાકોરને જલઘરે ધાઇને જલ તાતુ થાવા કાજ ।
તતેડાનો ચુલો સંદુકે કરે ત્યાંનો સાજ ।૪૨।

સ્વચ્છતા સાવધાનતા અને જતન જે જે અહીં ।
વાત્સલ્યતા શુદ્ધતા એવી નહીં બીજે કહીં ।૪૩।

અને તતેડો પ્રથમ રાત્રે યમુના જલે ભરી ।
રાખે છે જતને કરીને ઉપર સ્નેહે કરી ।૪૪।

કાષ્ટના ઢાંકણા ઢાંકે છે જાણે રખે એ માંહાં ।
કાંઈ રજ પડે જંતુ પડે એણે કારણે તે ત્યાંહાં ।૪૫।

ત્યાંહાં ચુલે અગ્ની રાતનો ભારી મુકયો હોએ જેહ ।
તે કાઢી ચુલો સંદુકી બાહેર આવે એહ ।૪૬।

બાહેર આવી શ્રી બેઠકની દહેરીએ કરે નમન ।
પછે નિજ મંદીરમાં ભીતર આવે કાજ ધરીને મન ।૪૭।

ભીતર એક દીવો સંપુર્ણ રાત્રે હોએ છે ત્યાંહાં ।
ત્યાંથી લઇને ચરણ ક્ષાલણની ચોખંડી માંહાં ।૪૮।

એમ કાજ સ્થલે દિપક કરે પછે જલઘરે આવી ।
ખલીસું મલી મલી હાથ ધુએ તે મનભાવી ।૪૯।
હાથ ધોઈ તાતે જલે ગડુઆ વડા બેહુ ભરે ।
તે એક ગડુઓ એકાંત ઘરમાં લઈ પોતે ધરે ।૫૦।
અને એક ગડુઓ લઇને તે દંતધાવન કાજ ।
ચોખંડીમાં ધરે ત્યાંહાં પીહાનો કરી સાજ ।૫૧।
એટલું કરી અંગ-સેવક બાહેર આવે ફરી ।
કાજને સિદ્ધ થાએ પોતે દંતધાવન કરી ।૫૨।
કરે વહુજી પોતાને મંદીરે પધાર્યા ઉપરાંત ।
શ્રીજીના ઉઠતા પહેલા શ્રીગોપાલ એકાંત ।૫૩।
શરીર કૃત્ય સહુ કરીને આવે જ્યાંહાં સીંઘદ્વાર ।
દ્વારપાલ પાસે આવીને બેસે તે તેણીવાર ।૫૪।
એહોના વિસુદ્ધ હૃદયને વિષે મહાતમ નેહ બન્ને ।
સહીત પીતૃ ભક્ત ભાવ પુરણ છે તે અતિસે તે ।૫૫।
માટે છાના છાના આવી જાણે રખે કાકા જાગે ।
એહવા સૌજન્ય શીલ સીમા રહે ભર્યા અનુરાગે ।૫૬।
તે ભક્ત ભાવ સહિત સહુ ભગવદી બેસે જેમ ।
એ ભીયા પણ નિત્ય આવી બેસે છે ત્યાંહાં તેમ ।૫૭।
ભલીબાઈ બેઠા હોય છે પ્રથમથી આવી ।
તે પ્રભુના સુખ સુખદાયક પુત્રને જોઇ મનભાવી ।૫૮।
હિતસું હંસીને કહે જે લાલજી આવ્યા તમો ।
ત્યારે શ્રી ગોપાલ પ્રસન્ને કહે હાં બાઇજી આવ્યા અમે ।૫૯।
મનમાંહે એહજ હર્ષ જે ભલીબાઈ સરખા ભક્ત ।
એમ હેત કરીને અમને બોલાવે છે થઈને અનુરક્ત ।૬૦।
એ સ્વરૂપ સબંધી પુર્ણતાના લક્ષણ એહજ લક્ષ ।
શ્રીજીના તે સ્વકીય સાથે ઇચ્છે સક્ષ ।૬૧।
પછે મોદસું ભલીબાઈ સાથે કરે મીઠી વાત ।
ભલીબાઇ પણ શ્રીમુખ થકી સાંભલી હોએ અહોરાત્ર ।૬૨।
તે શ્લોક વચનામૃત તણા એહોને પુછે ભાવ ।
માર્ગના સિધ્ધાંત પુછે કરીને બહુ ચાવ ।૬૩।
તે શ્રીગોપાલે જેણે પ્રકારે શ્રીમુખ થીઅ ।
સાંભલ્યુ હોએ તેણે પ્રકારે કહે સાંભલોજી ।૬૪।
ઠાકોરને યા શ્લોકકો એસો કહ્યો હે ભાવ ।
એ વાત એસે કરી કહી જે વચનમાં ન સમાવ ।૬૫।

માર્ગકો તત્વાર્થ સો તુમ્હી જાન્યો હે સોએ ।
એ દાન તુમહીકો કહયો એ અન્ય ન જાણે કોએ ।૬૬।
એણીપેરે બેઠા તે વારતા કરે છે ત્યાં નિત્ય ।
અને ભલીબાઈના વચન તે સાંભલે છે એકચિત થઈ ।૬૭।
એ રાજ રાજેશ્વર ગોકુલધણીનો જે પુત્ર છે જેષ્ટ ।
એહોને સ્વાભાવીક સૌભાગ્ય ગર્વ પરમ પ્રવેષ્ટ ।૬૮।
એહવા ગર્વનું સ્વાભીમાન શોભાકર હોએ છે નિત્ય ।
અને તે એણીભાંતે ભકતસું વારતા કરે એકચિત ।૬૯।
તે એટલા માટે જે પ્રભુજીએ નિજ સ્વરૂપનું દાન ।
કર્યું છે તે ભકતી રસરૂપે પુર્ણ છે કરીપાન ।૭૦।
તે આગલ સ્વાભીમાનને રહયાનો નહીંકાંઇ ઠામ ।
માટે પ્રભુના ભકતસું ભાગ્ય માની વાર્તા કરે આમ ।૭૧।
એ વારતાને રસે રસે સમે થકી આવે સવાર ।
ખવાસને ત્યાં કહી રાખે પોતે તે તેણીવાર ।૭૨।
જે કાકા મેરો નામ લેકે પુછે તોહેસું જબ ।
અબી આવત હેઈ તું એસી કહો તબ ।૭૨।
કહી રાખ્યાનો અભિપ્રાય એ જે કાકા જાણશે જયારે ।
સહવારે આવે છે તો વરજસે મુહને ત્યારે ।૭૩।
ત્યારે ભલીબાઇસું વાર્તાનો રસ જસે તેણીવાર ।
એહવા શ્રી ગોપાલ જેહના ગુણ તણો નહીં પાર ।૭૪।
એમ અહીંથી વારતા કરીને પછે વલતા ત્યાંહાં ।
તેલાભ્યંગને આવી બેસે વેગા જલઘર માંહાં ।૭૫।
હવે એ અતિ અલૌકીકતર અનીરવચની સાર ।
રાજધાનીએ રાજતુ એ મહા રાજદ્વાર ।૭૬।
અહીં અનેક દ્વારપાલક સેવા અર્થે રહયા કારણયુત ।
મુક્ષતા દેવો દેવાડો સીરોહીયો રજપુત ।૭૭।
ધર્મદાસ ભગવાનદાસ તે રજપુત જ્ઞાતે તેહ ।
અને વિષ્ણુદાસ ને બીજો ભગવાનદાસ કુંભો જેહ ।૭૮।
કાનીઠાનો મોટો ભાઈ મહાસુર શુભ મતીમંત ।
સુભટ શીરોમણી સત્યવાદી પ્રભુ બલે બલવંત ।૭૯।
આપ બલ સમ પ્રભુ તણી રક્ષાને રહે અહોરાત્ર ।
ઇચ્છે તે સુખ શ્રીઅંગનું એહવા મહા સદપાત્ર ।૮૦।
પછે ગોધરાનો કાલોદાસી સેવામાંહાં પ્રપન્ન ।
પરમ સદભાવી અને વલી સહેજ સાત્વીક મન ।૮૧।

એ આદિ અનંત છે દ્વારપાલ અનેક ।
એ મધ્યે જે એણે સેવા કરે કરીને વિવેક ।૮૧।
એ આદિ અનંત છે દ્વારપાલ સેવામાંહાં ।
નામ સહુના વિસદ કરીને કયાં લગી લખુ અહીં ।૮૨।
વલી એહોના અગ્રવર્તી દ્વારપાલ અનેક ।
એ મધ્યે જે એણે સમે સેવા કરે કરીને વિવેક ।૮૩।
તેહાને શ્રી ગોપાલ કહે છે વચન અતિ સુખદાઈ ।
લદાવકે જુ કીવાડ ખોલો વેગહી તુમ જાય ।૮૪।
કે તે સમે જાણી રહયો હોએ છે તે સ્વત:થી જઇ ।
લદાવના કીવાડ ઉઘાડે મહા રસમઈ ।૮૫।
તે ભગવદી સહુ સ્ત્રી-પુરૂષ આરત ભર્યા તેણીવાર ।
સત્વરતાસું ભાવ યુત દોડયા તે રહિત વિચાર ।૮૬।
લદાવ ભીતર સીંઘદ્વારે ધાઈ આવ્યા માંહાં ।
જુએ તો સિંઘદ્વારના કમાડ ભીડયા છે ત્યાંહાં ।૮૭।
તે વલી સીંઘદ્વારે સહુ કો બેસે પણ ન સમાય ।
ને સઘલે સર્વત્ર ઠામે અનંત ભીડ ભરાય ।૮૮।
દ્વાર આગલ અને આગલ પ્રસાદી ભંડાર ।
જગમોહન જગમોહતું કો બેઠા મોટે ભંડાર ।૮૯।
લદાવ આગલ સર્વત્ર બેસે તે પુરૂષ ને નાર ।
મન મનોરથ અતિ ઘણો એમ ભકતનો નહીંપાર ।૯૦।
ઘેર ઘેરથી પરીવાર યુત ઉમંગ્યા થકા સહુ અહીં ।
ઉછાહાસું આવે ભર્યા કો કેને પડએ નહીં ।૯૧।
ચાલો શ્રીજીને અપોઢયાનો સમય થયો નિતનેગ ।
હવે જાગ્યા હસે હાંહાં હીંડો હીંડો વેગ ।૯૨।
એમ મીઠા મધુરા શબ્દ એહવા સર્વને સુખરૂપ ।
સોહામણા મોહામણા કહી વચન પરમ અનુપ ।૯૩।
એમ બોલતા બેબાકળા આકુલા થઇ થઇ ધાય ।
જાણે રખે અવાર થઈ હોએ તે શ્વાસ ઉર ન સમાય ।૯૪।
આપાપણે સહુ રંગરાતા દરસ આતુર થઇ ।
અંગમાં અંગ માયે નહીં એમ થયા આનંદ મઇ ।૯૫।
એણીપેરે ઉતાવલા ચાલ્યા તે આવે સર્વ ।
સૌભાગ્યે તે ભર્યા પ્રેમે ભર્યા તે ભાવને ગર્વ ।૯૬।
જાણે ઘનઘટા ઉમડી હોએ ને ચાલે વાદલ પુર ।
તેમ આવે છે ધસમસ્યા સ્નેહ ભર્યા મહાસુર ।૯૭।

તેહોને બહુ ભીડ આગલ બેસવાને ઠોર ।
જડતો નથી તે કો લઘુવમાં બેસે છે ચહુંઓર ।૯૮।

કો ગલીયામાં બેસે છે ને એણે સમય તે અહીં ।
ભીડ ભક્ત તણી થઈ કહેવાય વચને નહીંય ।૯૯।

નિજ મંદીરથી રતનચોક સુધી દરસન કાજ ।
એમ સાથ સહીયર સુજાતિનો મલ્યો બહુ સમાજ ।૧૦૦।

સર્વત્ર ઠોરેઠોર જ્યાંહાં ત્યાંહાં બહુ ભીડ કરી ।
સર્વ પરચારકના પેંડા રોકયા તે ભરી ।૧૦૧।

કો હરી ફરી ને હાલીચાલી શકે કયાંહું નહીં ।
ઠામઠામે ગહગહીને રહ્યું છે તે અહીં ।૨।

એહવી અલેખે અનંત ભક્તની જુડી રહી છે ઠાઠ ।
એહોને ઓળંગી આવવાને પામે નહીં કોઈ વાટ ।૩।

જે ગલી-કુંચીએ જો એ સમાય નહીં તે વામ ।
એમ સમૃધ શેરીઓ ભરી તિલ પડયાનો નહીં ઠામ ।૪।

તે સર્વ કોએ નિશાના અલજ્યા અભિલાખ ભર્યા બહુ ।
આતુર થકા આપાપણી મલતીપાણે સહુ ।૫।

સર્વકો મલી મલીને હાર દોહોરી બેઠા ત્યાંહાં ।
કો ઉભા છે પંગતની શ્રેણી પરમ સુંદર જ્યાંહાં ।૬।

અતિ સોહામણી દીસે છે મહા સુંદરતાની રાસ ।
કો ઉંચે સાસે કરીને કાઢતા નથી તે ઉશ્વાસ ।૭।

તે પરસ્પર વિશેષ કરીને વરજે એકએક માંહાં ।
કો છીંકસો માં બોલસો માં ખાંખરસો માં અહીં ।૮।

વ્હાલો નિદ્રામાંહાં હસે ત્યાંહાંથી જાગસે સુણી એહ ।
જેહને ખાંસી છીક આવે બહાર જાઓ તેહ ।૯।

પછે કદાચીત ખાંસી અને વલી છીંક આવે અહીં ।
ઉઠી અલગા નિવૃતિ ફરી આવી બેસે ત્યાંહાં ।૧૦।

તે સર્વકો અણબોલ્યા મૌન ગ્રહી ધરીને કાન ।
બેસી અને ભાવેભર્યા ભાવાત્સીક ભાગ્યવાન ।૧૧।

એ આવી બેઠા તેહને દરસન વિલંબ જે થાય ।
તેણેકરી આરત ભર્યા આતુર થકા અકુલાએ ।૧૨।

પ્રીયને ઉઠવાને તે સફલ સમયની વાટ ।
જુએ છે મનને તે ચેન પડે ન દર્શન માટ ।૧૩।

સુંદર મુખ અવલોકવાને તૃષિત છે ઘણુંઘણું ।
આપાપણે ભાવે મુદીત કયાં લગી કહું એહો તણું ।૧૪।

સર્વ કો પોતાની દ્રષ્ટી તે પ્રિય દીસે રહ્યા કરી ।
અને સર્વની ઇંદ્રીય સર્વે સ્વાભાવીક હીત ભરી ।૧૧૫।
કર્ણમય થઇને તે ભીતર રહ્યા કાન દેઇ ।
પરસ્પર એક એકને કહે છે તે આનંદ મઇ ।૧૬।
હવે વ્હાલાને ઉઠવાનો વિલંબ નથી લગાર ।
હવે વિલંબ થોડો રહયો છે હવડા ઉઠસે આધાર ।૧૭।
અલ્પ સમય રહયો છે એહવા કહે છે એહ ।
પરસ્પર અનુમોદને ભર્યા તે પુરણ નેહ ।૧૮।
મનમાંહાં મન અભિલાષીત મનોરથ જેહને જે જેહ ।
રસ તણા તે પ્રકાર અનુભવ જયુત સ્ફુરે તે તેહ ।૧૯।
પ્રબોધ તેહ પ્રકારનાની વિનતી બહુપેર ।
તે હવે સાતમે માંગલ્યે તે ઉલટ ભેર ।૨૦।
વિનય સહિત પ્રબોધ કહે છે આરત્યા સહુ ભકત ।
વાત્સલ્ય ભાવે ભરીત રસ ઉદબોધ કહું અનુરકત ।૨૧।
જેણે પ્રબોધે બોધીત થઇને વેધાયા લહી ગઇ ।
ઉકતાઈ આતુરતા સહીત દરસન આપ્યું સઇ ।૧૨૨।

ઈતિશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી ક્રીડા કલ્લોલ મહા અદભુત વિચિત્ર રસ વ્યારાના ગોપાલદાસ વિરચિત શ્રી વલ્લભ નિત્ય ચિરત્ર લીલા વર્ણનો અંગ સેવક કૃત્ય દ્વારપાલ અભીજ્ઞાન લીલા વર્ણનો નામ
માંગલ્ય-૬ છઠું સમાપ્ત

## માંગલ્ય-૭ સાતમું

જયજય શ્રી વિઠલેસ સુવન શ્રીવલ્લભ સકુમાર ।
જય શ્રી ગોકલપતી ગુણનીધી જયજય જગ આધાર ।૧।

જયજય અખીલ શુભાશ્રય જગવંદન વર વરેસ ।
જૈ જૈ મહાનાયક મહા નિરભર નિપુણ નરેસ ।૨।

જેહનુ સર્વોપર સુભગ મહા પરમ શુભ નામ ।
વિવિધ મનોરથ રસીકના રસમય પુરણ કામ ।૩।

સર્વાંગે સૌંદર્ય-નીધી પ્રતિઅંગ પરમ અનુપ ।
સૌભાગ્ય તિલક સુંદર અને મહાભાગ્ય રૂપ સ્વરૂપ ।૪।

રસભર વનિતા વિવિધસું લલીત લીલાનો કર્ણ ।
અખીલ ભકતોનો પ્રાણ પ્રિય પ્રતિક્ષણું આરત હરણ ।૫।

રસસાર શિરોમણી અતિ મધુર પ્રીયોનીધી પરમાનંદ ।
પરમ રસીલો રસભર્યો રંગભર્યો આનંદ કંદ ।૬।

મહા નવલ રસનાયકા ઉભય મનોરથ પુર ।
પ્રતીક્ષણું રૂચી ઉપજાવતા કામ કૌતુકે સુર ।૨૪।
અતિ અતૃપ્ત નિત્ય રસ તણા લોભી પરમ સુજાણ ।
રસ રસીયા હિત લાડલો ગુઢ રસ તણી ખાણ ।૨૫।
સર્વોપર સૃંગાર રસ ભુષણે ભુષિત જકત ।
જગ ભુષણને ભુષિતા સ્નેહ પંથ જેમ ઉક્ત ।૨૬।
એહોને નમન કરીને એહોની નિઃસાધન રૂપ ।
કોઇ એક કારણને કૃપા અદ્દભુત પરમ અનુપ ।૨૭।
એહવી કૃપા પયોધી ઘન વૃષ્ટીએ પુરીત થઇ ।
હુલસ્યા તે અતિ ઘણું થયો તે આરક્ત મઈ ।૨૮।
તેથી પ્રથમ મારે એવા પ્રભુની અતિ રમ્ય ।
અખંડીત અનીરવચની મહા જ્યાંહાં કેહેની નહીં ગમ્ય ।૨૯।
વિલક્ષણ ચરિત્ર પ્રગટીકરણ અનુસારીણી ઈચ્છા રૂપ ।
બીજ થયું છે તે પછે એ સીંચનને કરી અનુપ ।૩૦।
અંકુરીત પલવીત થઈ કુસુમીત થઇ બહુપેર ।
ફલીત ફલ ને રસ રસાબ્ધી પુરણ થયું રસભેર ।૩૧।
તે રસાબ્ધીને તરંગે કરી હું આવર્યો અપાર ।
મારા મનોરથ તેહથી સિદ્ધ થયા તેણીવાર ।૩૧।
એ ચરિત્રના આરંભમાં સિદ્ધ થયા કહ્યા એહ ।
એહનો એહ આસય પ્રગટ વિસદ કહું છું તેહ ।૩૨।
એહ પદારથને વિષે પ્રથમે મારૂં મન ।
પ્રવેશ કરી શકતુ નહીં કહેવા એક વચન ।૩૩।
તે એહોની કૃપા સહાયે કરીને એટલા પર્યંત ।
સુચન કર્યું સોહાગ ભર પરમ મહા રસવંત ।૩૪।
ત્યારે સિધ્ધતા રૂપ ફલ રસ ભર થયું સંપન્ન ।
એમાં સંદેહ સો અનુભવ જાણે મન ।૩૫।
માટે એ મનોરથ સહુ સીધ્ધ થયા સુખમઇ ।
તે સૌભાગ્યના ગર્વને બલે તે ગર્વીત થઇ ।૩૬।
અને મહા મહેદના મન તણી રૂચીરૂપ મકરંદ લેઈ ।
એ મકરંદે માતો થકો એહો ચરણે ચિત દઈ ।૩૭।
એ રસ ભુક્ત નીંદ મુક્ત પ્રભુનો જેહવો લહું ।
ભક્ત રસેયુત અનુભવ્યો તે પ્રબોધ હું કહું ।૩૮।
ત્યાંહાં પ્રથમે એહ પ્રબોધનો કહું છું પુર્વરંગ ।
જે એ ગોકુલ-પતિનું અનન્ય એ શ્રી ગોકુલ નિત્ય સંગ ।૩૯।

તે કેહેવું અતિ ઉછલીત રસે ભર્યું અગણીતાનંદ ।
સદા સર્વદા અતિ સરસ નિરંતર રમી આનંદ ।૪૦।

નિરવીધી રસે પુરીત પરમ પરમોક્ત રસ અનુપ ।
નિત્ય અનાદ્ય પરાત્પર અચલ અખંડીત રૂપ ।૪૧।

સર્વ અધીકથી અધીકતર અલોકીકનું અલોકીક ।
રમણ ધામ ધરણી વિસે વલી એ ધરાતીત ।૪૨।

અન્ય પદારથ રસ વિના અહીં નહીં પ્રવેશ ।
અન્ય આવરણે રહિત એ એહવું પરમ વરેસ ।૪૩।

અતિસે નિપુણ નિરાવરણ અદભુત અનુપમ જેહ ।
જેહની ઉપમા કો નહીં તે શ્રી ગોકુલ એહ ।૪૪।

શ્રી વલ્લભને વલ્લભ સદા અતિ સુદેસ સુખદાઇ ।
રમણીય રમણનું ધામ એ ઉપમાં કહીય ન જાય ।૪૫।

મહા મોહારૂણું જે સ્થલે પ્રભુ મોહયા રસરીત ।
એહવું અગમ્ય અનીરવચની જે છે વચનાતીત ।૪૬।

સ્વ રમણ નીમીતે નિત્ય એ તે પરમ પુષ્ટનું પુષ્ટ ।
આદ્ય થકી અંગી કર્યું થઈ સ્વતઃ સંતુષ્ટ ।૪૭।

અનેક રસની રસમઈ દાન સામગ્રીએ યુક્ત ।
રમણ રસ તણુ કોષ એ નિત્ય લીલા રસે ઉકત ।૪૮।

જે રૂતુવર ત્રેસ સર્વદા કુસુમાકર રૂતુ જેહ ।
એહવે સેવીત છે સદા તે શ્રી ગોકુલ એહ ।૪૯।

પ્રછન્ન મુખ્ય રસ પાત્રસું ક્રીડા કરવા ઠામ ।
અતિ રમ્ય મનોહર રહસ્ય રસ યોગ લીલાનું ધામ ।૫૦।

સદા પ્રભુને ભાવતુ સ્વજોગ્ય સર્વોપર ।
અભિષ્ટ રૂપ તરણી તનય સહિત જે આનંદ ભર ।૫૧।

એ તરણી તનયા બહુ ભાંતના અનેક ભાંતના અનેક ।
પક્ષીએ મંડીત રહે રૂચીર એકથી એક ।૫૨।

જયાંહાં બહુવર્ણ બહુ નામના અરવીંદ અનેક પ્રકાર ।
મુદ્રીત કો વિકસ્યા રહે મકરંદનો નહીં પાર ।૫૩।

ઉભય તીર બેહુ ઓરના શોભીત માણેક મણીએ ।
રતન ખચિત અતિ રાજતા સુંદર મહા રમણીય ।૫૪।

ભોગરસે અતિ ભાવતુ અંતરંગ પુરક કામ ।
ભાગ્ય તણે સૌભાગ્ય ભર એહવું મહા શુભ ઠામ ।૫૫।

હવે એહવા શ્રી ગોકુલ મધ્યે મધ્યમણી અતિ વિસાલ ।
મહા મંગલનીધી શોભતુ નિજ મંદીર તે રસાલ ।૫૬।

શ્રી વલ્લભ વર ગોકુલધણીનું સુખદ મહાધામ ।
આનંદે પુરીત સદા અહરનીસ આઠો જામ ।૫૭।
અનેક રચનાએ રચિત ખચિતસું મુકતા મણી ।
પાંચ પીરોજાએ લસીત પંગતી હીરામણી ।૫૮।
આલય અનેક રસતણું પ્રતિક્ષણે કામ ઉદ્યોત ।
અબલાને ઇક્ષણમાં કરે તે કામ પ્રબોધ ।૫૯।
કામાયુર્ભાવે કરી ઉપજાવતુ અનુદીન ।
કામ ભાવની કામના કામીની પોતે મન ।૬૦।
જયાંહાં અહોરાત્રે પ્રતિ નિત્યે વિહારના ઓઘ ।
હોએ છે આનંદ મય નિત્ય આનંદ અમોઘ ।૬૧।
ગુઢ ગોપ્ય રસે રાજતુ મંદીર મનોહર રૂપ ।
વિશ્વ મોહક ને સોહામણું મુગટ ગુણે અનુપ ।૬૨।
અખીલ કામના કામનું અભીનવ પુરક કામ ।
પરમ સુભગ સુંદર મહા મનોહર સ્થલ વિશ્રામ ।૬૩।
શોભા સમોહ યુત સોભતુ સલુણી શોભાભર ।
સોહાગ ભર્યું સોહામણુ મહા મંદીર રૂચીકર ।૬૪।
ત્યાંહાં મણીમય ખંભા વિચિત્રતર પરમ મનોહર રૂપ ।
સુલલીત સદા સોહામણા રાજે પરમ અનુપ ।૬૫।
ભકતાનુરાગે રંગીયા જડીત રત્ન બહુમોલ ।
જોતી જગત પર જગમગે કોણ કરૂ સમતોલ ।૬૬।
જયાંહાં અતિ એકાંત અંતરગ્રહ આંગણ ચોક સુચાર ।
છજા અટાલી ને વલી અતિ શોભીત સીંઘદ્વાર ।૬૭।
લદાવ ડોઢીદ્વાર ને જાલી ગોખ સુરંગ ।
રંગી રચના કરીને ચોખંડી ચતુર રંગ ।૬૮।
સુરંગ રંગે રંગી રસીક વેદી પરમ વિચિત્ર ।
તાકા ત્રિવિધ પ્રકારના એહવા નહીં અન્યત્ર ।૬૯।
જલગૃહ જલહલતા સુખદ હોમઘર હસતુ આપ ।
એહની શોભા નિરખતા આનંદ હોએ અણમાપ ।૭૦।
રસાલ તિબારી રંગરંગી અતિ વિચિત્ર ચહુંઓર ।
મહારાજા પદે રાજતી ત્રિભુવન પર શિરમોર ।૭૧।
ટેરા પરદા છાત ને સમીયાના જરતાર ।
જાજમ જુલીયા ચરણ વસ્ત્ર ગાદી તકીયા સાર ।૭૨।

રૂતુ ભેદે રસના બહુ અનેક સાજ સંયુક્ત ।
એહવી તિબારી સોહતી સર્વોપર અતિ ઉકત ।૭૩।
એહ તિબારીમાં લસે ચારૂ ચિત્ર હરપાંત ।
અનેક પ્રકારના અપરમીત પ્રગટ અનોખી ભાંત ।૭૪।
સંગસંગે રંગ રંગના કર્યા અપર્મિત ચિત્ર ।
રસ ઉધબોધક અતિ રૂચીર રચી રચી રચ્યા વિચિત્ર ।૭૫।
રસ રૂપે રચના સહિત જેહને દેખત માત્ર ।
અનંગ ઉદીપન હોએ અંગઅંગ સહુ ગાત્ર ।૭૬।
એહવા ચિત્ર અનેક વીધી ભાંત ભાંતના જેહ ।
એવું મહા મંગલ મુદીત કામે પુરણ એહ ।૭૭।
એ મહા મંદીર સર્વદા સ્વત: સહજ નિત્ય સિધ્ધ ।
સ્વયં નિર્મિત એ પદારથ પુરણ પ્રમુદીત રીધ ।૭૮।
અકૃત્રીમ ભર રસ સામગ્રી મહમહે મહા અપાર ।
રહે ગહગહ્યું લહલહ્યું કોણ કરૂ અનુહાર ।૭૯।
એણે સિધ્ધ સામગ્રી જે સમે અનુભવ કરી લહી ।
તે કાંઇ એક અનુભવ સિધ્ધ કહું આનંદે ઉમહી ।૮૦।
જ્યાંહાં ત્રીવિધાના ટોલ બહુ અનેક અનેરી પાંત ।
ભાવાપન્ન ભાવે ભર્યા રહે છે નાના ભાંત ।૮૧।
તેહના ગોપન કરીને નામ કહું છું વકત ।
જે આહવા સુખદ સોહાગીયા સ્નેહ ભર્યા બહુ ભકત ।૮૩।
રત્ન ગુણે ગુફીત સદા હારાવલીએ જુકત ।
રતિ પ્રવીણ નાગરી અતિ ચતુર પ્રેમપ્રીય રસ ભુકત ।૮૪।
સુંદરી સકુમાર શીરોમણી સલુણા જેહના સંગ ।
રૂપનો રત્નાકર સદા ને કનક આભા અંગઅંગ ।૮૫।
એ રતન રૂપ તે અનુપતર જે આવ્યા એકાંત ।
રસીક રત્ન શીતલ સુખદ જેહની અનુપમ કાંત ।૮૬।
શ્રીઅંગે અનંગાર નલ ઉદીપનતાની ।
પ્રબલ અદભુત જવાલા ચકી રાખે રતીમાન ।૮૭।
સર્વાંગે શીતલ કરણ ભરણ રસે ભામીની ।
એહો સમ શીતલ કો નહીં કુશલ અને કામની ।૮૮।
ને વલ્લી સીતા... પ્રમોદાતા પરમ પનોતા એહ ।
નિત્ય માનવતા ઘણું પ્રીયને ગમતા જેહ ।૮૯।
રૂપવંતા રૂપે રસીક રૂપ સમ નહીં ઓર ।
પ્રેમ પંથે પુરણ સદા સર્વોપર સિર મોર ।૯૦।

ગોરી શ્યામા શોભીતા કમલ પત્ર વરણી ।
ગમતા ભાવ વિલાસની પ્રીયને રસ ભરણી ।૯૧।
કમલ લોચના અંગ અંગ ઓપ્યા સર્વોત્કર્ષ ।
એકે સાંચે ઢાલીયા મોદભર્યા અતિ હર્ષ ।૯૨।
તેહવા ગુણ તેહવા રસીક તેહવા સીલ સુભાવ ।
ને એકથી એકનો અધીક રસ તે સર્વોપર ભાવ ।૯૩।
પ્રતિક્ષણં મોદ ઉપજાવતા પ્રીયને ઘણું સોહાય ।
વ્હાલ વાત્સલ્યે લહલહ્યા ફુલ ના અંગ સમાય ।૯૪।
સુભગ સદનમાં મલપતા તણખી અણખ સહીત ।
આવ્યા અતિ ઉતાવલા મર્યાદાએ રહીત ।૯૫।
એ રસીક સમાજ રસેભર્યો કૃપાવાન એ પ્રિષ્ટ ।
સનમુખ પ્રભુને સુખાવહ રીવ સિદ્ધવંત અભીષ્ટ ।૯૬।
ધીરજવંત ધનવંત એ ને વલી શોભાવંત ।
ઘન સમોહે પુરીત સદા એહવા એહ અનંત ।૯૭।
ઉછાહે અતિ આવર્યા ચિત મોદની નાર ।
ચંપક ફુલે ફુલી ભર્યા ભાવ અપાર ।૯૮।
ગંગા પુરે પુરીયા ધરી ધીરજ ધસમસી ।
જમનાધારે ધાઈયા આવ્યા અતિ હુલ્લસી ।૯૯।
પ્રેમનેમ તે વિસર્યા પ્રેમપુંજ ભર નેહ ।
પ્રેમે પરીવેષ્ટીત થઈ વિસર્યા નિજ ગ્રહ ।૧૦૦।
એહવા રમાંગનાના જુથ પરસ્પર થઈ ।
જી જી કરતા જુગતસું એક એકનુ મન લઈ ।૧।
કહાં કહાં શુભ દેશના અને વલી શુભ ગામ ।
શુભ ઠામથી આવ્યા મહા મંદીર નીજધામ ।૨।
મહાવીર વગતે કરી સ્વરૂપ રસ રંગેસંગ ।
રંગરંગે રંગમય થયા નારંગે ચઢાવતા રંગે ।૩।
સ્વકીયતા રાજસ સાયનું સહેજ તેજ સોહાય ।
શ્યામા કામે શોભીતા ઉપમા કહી ન જાય ।૪।
વહુવેલે બેહેની બહુ મલી રમે રામા રમણીય ।
મન મોહનને મોહતી કુંવર કોડામણી ।૫।
કોડ પુરે કૌતુક મીસે નાનડીયા લઘુ વેશ ।
લાડકડા નવ યોવના રાજે પરમ સુદેસ ।૬।
સત્ય રૂપમન માનીઆ ઇચ્છાએ સહુ મલી ।
અનેક મનોરથ ઇચ્છતા મહા મંદીરે મન રલીય ।૧૦૭।

મહાલે છે મોદે ભર્યા બેઠા વ્હાલો જ્યાંહાં ।
સનમુખ રહી આનન જુએ આરત ચુતે મનમાંહાં ।૧૦૮।
જેહને પ્રભુ પ્રમુદીત થઇ અચલ અપરમીત દાન ।
સ્વતઃ થકી અતિ રસભર્યું કીધુ આપ સમાન ।૯।
અધર સુધામૃત અધર વિચિત્રે બલવંત ।
સીધ્ધ સાધક વલ્લભા રસીક ભક્તિ રૂપ ગુણવંત ।૧૦।
પોતાને ચિતે... ગલા લેઇ અને ચિત પ્રભુ તણું ।
એહવા પ્રબલ બલના ધણી ગોમતે ગર્વિત ઘણું ।૧૧।
એકાદસે જે અનુસર્યા રસ આપાપણે એહ ।
અર્પી રહ્યા અભિલાખ ભર અનુસંધાન ન દેહ ।૧૨।
હીર ને હારદ એહોના હૈયાનું નવ લહેવાય
જાણ્યાની યોગ્ય કોઈ નહી તો કહીપેરે કહેવાય ।૧૩।
બાહુ અડાએ અતિ મૃદુલ બોલે મધુરા વયણ ।
બગ પંગતીને તે દુસંતા ચિત હરે ચંચલ નયણ ।૧૪।
કેમ મલીએ જેમ મલ્યા રહે એમ વિચારે મન ।
કેમ મલીએ કહો કેમ મલીએ એહવા કહે વચન ।૧૫।
કમલ નયણે લુબ્ધક થયા ઐકયતા ભાવે ભલી ।
હવા અતિસે મોદ મઈ એ પરસ્પર મલી ।૧૬।
લીલાના લીલાત્મક લીલા રૂપ સ્વરૂપ ।
અનેક આભર્ણે સાજતા રાજે પરમ અનુપ ।૧૭।
સહજ સૃંગારે સોહતા અતી મોહતા સુજાણ ।
શોભાનીય પરમીત તણું થાએ નહીં નિરમાણ ।૧૮।
આભર્ણ અનેક સોહામણા મોહામણા મનરંગ ।
વ્હાલાને વિનિયોગને ધર્યા છે અંગસંગ ।૧૯।
જે કંકણ ને કાંકણી મોરીજવ બેહેરખીય ।
ચુડ ને ચુડી ચમકતી ધુઘર ઘમઘમતી ।૨૦।
રણઝણ ઝણ બાજે વિછીયા ઝાંઝરના ઝમકાર ।
એહવા ભુષણ અભિનવા કહેતા નાવે પાર ।૨૧।
અનેક વસ્ત્ર રંગરંગના નવનવ નોખી ભાંત ।
સોહે વિવિધ પ્રકારના લાલ સેત અસેત પાંત ।૨૨।
પીત હરીત પ્રકારના પચરંગ રાજતી જેહ ।
ઘન વરણી ગહેરાઈના કહેતા નાવે છેહ ।૨૩।
મીહી મોટા બહુ મોલના છાપા કીનારીદાર ।
પહેર્યા પ્રિય મન ભાવતા કોણ કરે અનુહાર ।૧૨૪।

એ પહેરી પરમ શોભાભર સમેસમે સુખરૂપ ।
સમય અનુસાર સાજનો સંયોગી રસભુપ ।૨૫।
એ સમય સંજોગ સમાજ પર યમુનાદાસ સહીત ।
વારંવાર જાઉ વારણે મહાતમ જ્ઞાન રહીત ।૨૬।
એહવો અહીંએ એણીપેરે સદા નિંરતર પાસ ।
રાજે રસીક સમાજ એ શોભાકર સુખરાસ ।૨૭।
સર્વકોએ ગુરૂજન સહીત દીસે જાકઝમાલ ।
સ્ત્રી પુરૂષના જુથ બહુ પ્રતિ-એક પરમ રસાલ ।૨૮।
અષ્ટ પ્રહર અહોરાત્ર એમ ભર્યા રહે છે નિત્ય ।
ગણનાએ કેમ આણીએ જેહની નહી પરમીત ।૨૯।
એહવી અભિષ્ટ આનંદ મઈ સૃષ્ટી સંગ કરી નેહ ।
પ્રમુદીત થઈ મનસા સહિત મન અભિલષીત તે એહ ।૩૦।
અતિ આરતે આતુરપણે રહે રસભાવે લગ્ન ।
પ્રાણપ્રભુ લીલા કરે થઈ મહા રસ મગ્ન ।૩૧।
ત્યાંહાં લીલાના લીલાત્મક સ્વરૂપ સ્વતઃ સામર્થ ।
મુલ સ્વરૂપે આપથી ઉભા સેવા અર્થ ।૩૨।
એહવું એ પ્રભુજીનું સહુ સામગ્રી યુકત ।
નિજ મંદીર મોટુ સદા સદૈવ મહા રસયુકત ।૩૩।
એહવું મંગલ નીધી મંદીરે રજની મુખ્ય રસમય ।
પરમ રસીલી રસભરી સુખભર સહુને ગમય ।૩૪
સુખસેજ પરમ શોભા ભરી સોહેછે સુખરાસ ।
કામ ઉદ્દબોધક ઇક્ષણે પ્રેમદા પુરક આસ ।૩૫।
તે સેજ તણો હું પ્રકાર કહું ભાગ્યવાન જે ભકત ।
સરસ રસે સંયોગીયા દાસ દાસી અનુરકત ।૩૬।
અતિ અનુપતર સૌભાગ્યના ભાજન ભર્યા સોહાગ ।
સેવાએ તત્પર ઘણું અંતરયુત અનુરાગ ।૩૭।
નિત્ય પ્રિયતું સુખ ઇચ્છતા પ્રિયને સુખે સુખી ।
એ રસના અનુદીન અનુભવી એહવા મુદીત મુખી ।૩૮।
ભાવે ભાવીત ભાવતા સર્વ ભાવના રૂપ ।
મનોરથ પુરક પ્રિય તણા મહારસીયા રસભુપ ।૩૯।
દીવા નિસીએ નિત્ય-પ્રતિ પરમ સુખદ મહાસાર ।
જે સુખ પ્રીયને ભાવતુ તે સુખના સૃંગાર ।૪૦।
સરસ રસીક ભાવૈક ભર એહવા ભગવદી એહ ।
રસીકને કાજે અહીં એ રસ ઉપયોગી જેહ ।૪૧।

પ્રતિક્ષણું રસ ઉપજાવતા સુંદર ચંદન તણી ।
સૌરભ મય ચિતને હરે અતિસે સોહામણી ।૬૪૨।

મલાખી સાર સુખડ તણી અતિસે મન અભિરામ ।
જયાંહાં પધારે પ્રાણપ્રીય એહવી સુખનું ધામ ।૪૩।

રસહીત પધારીને ઉભય મનોરથ સિદ્ધ ।
વિલાસ સહીત વિલસીને કરે પુરણ મહાનિધ્ર ।૪૪।

એહવે મહા મનોરથે સુખદ સમારી સેજ ।
લોકોતર સુંદર ઘણું સીદ્ધ કરી કરી હેજ ।૪૫।

શોભાભર મહા શોભતી અતિસે શોભાયમાન ।
રમણ સુખ તણુ ધામ એ ઉપમાને નહીં આન ।૪૬।

સાદી સોરભ મહેકતી એહવી ભુતલ નહીં ।
ભાગ્યવાને ભાવભર જેહ સમરપી અહીં ।૪૭।

નિવાર નવરંગ પાટની અતિ કોમલ બહુમોલ ।
મૃદુલ મનોહર ઝલકતી કોણ કરૂં સમતોલ ।૪૮।

ચિત્ર વિચીત્ર સોહતી ખીજલીયાલી ભાંત ।
રીત રસીલી સહીત ભરી કરી કરી ખાંત ।૪૯।

ત્યાંહાં શોભાકર સોહામણો પલંગ-પોષ મહા શ્વેત ।
જાલી ત્યાં જુગતે કરી ફુંદણા ચીત્ર સમેત ।૫૦।

બે સેવક આવીને બીછાવી સનમુખે રહી ।
જો જો ફુંજલક રહે નહીં સાવધાન એમ કહી ।૫૧।

પ્રથમ સકોમલ પાંગતે સીરહાણુ સુખદ ધર્યું ।
સાદુ અને અતિ સોહતુ સુંદર ભાંતે ભર્યું ।૫૨।

ત્યાંહાં ન્યાહાલી નૌતન નવનવી કોમલ રંગરંગની ।
ભરી ભાવ વાત્સલ્યસુ સોંધા માંહે સણી ।૫૩।

શીતલ પાટી સોહતી સુંધરી સુખદ ઘણી ।
ચાદર ચારૂ પ્રકારની રૂચી રૂતુભેદ તણી ।૫૪।

તે ચાદર સાદર સહિત ધુંટીને ઓપીએ ।
હૃદય નયણે દેઈ સેજે આરોપીએ ।૫૫।

ગીરદા અને સીરહાણું પરમ નરમ જે ઘણુ ।
દુકાવા દોહરા રંગનું ખાસા અને મકમલ તણુ ।૫૬।

ગીરદે ગલેફ સાદા સુખદ ને વલી ધુંટયા એહ ।
પહેરાવ્યા પ્રમુદીત થઈ સોંધે ચરચ્યા તેહ ।૫૭।

લપેટણું ખાસા તણું કે બાસતા તણુ ।
સીરહાણે સોહાવ્યું રાજે સોહામણું ।૧૫૮।

સેજબંધ કુંદણા સુભગ ને હરે જરતાર ।
બાંધ્યા પરમ વિચિત્ર કરી શોભાનો નહીંપાર ।૬૫૯।
પડવાયા પ્રતિ એકનું વર્ણન કર્યું ન જાય ।
સીરહાણે પાયા તલે રાખ્યા પરમ સોહાય ।૬૦।
ચરણવસ્ત્ર ચતુરાઇએ ચતુરાયે ચિતધરી ।
રાખ્યું રચના કરી અને અતિ કોમલ હીત ભરી ।૬૧।
એહવી રૂચીર રચના સહિત મહા સુખદ રસરાસ ।
રસ સહિત બહુ સંજોગે રાજતા રતિ રસ પુરક આસ ।૬૨।
મદન કેલીએ સેજ સુભ કીધી સીધ્ધ રસાલ ।
જેહને જોતા માત્ર મન મુદીત થાય તત્કાલ ।૬૩।
ત્યાં રસ ઉદબોધ કરવા તણા રાખ્યા કરી બહુ સાજ ।
રૂતુભેદે રૂતુ તણા જે આવે અહીં કાજ ।૬૪।
વલતા વિવિધ પ્રકારના બીડા બહુ સંયોગ ।
બરાસ સંયુક્તે ધર્યા જે આવે ઉપયોગ ।૬૫।
પુષ્પહાર અતિ મહેકતા ને વલી દ્રવ્ય સુગંધ ।
મહાભોગી વરને ભાવતા ધર્યા તે લહી સબંધ ।૬૬।
જે દીઠે અંગ અંગને રસનો અતિ ઉદબોધ ।
થાયે છે પુલકીત થઇને તે કરે કામ પ્રબોધ ।૬૭।
ભોગ ભાવતા કરીને કામીનીયે કરી ખાંત ।
સમયે તેહ સમર્પવા લઈ ધર્યાં એકાંત ।૬૮।
એહવી અનેક સંજોગસું શુભ સુવાસ યુત લસી ।
બહુ સુગંધ દ્રવ્યે ભરી ભોગરાગે રસમસી ।૬૯।
મહમહે મહા મહકતી સુખદ સકોમલ સ્વચ્છ ।
શુભ્ર અધીક પય ફીણથી કેલી કાજને દક્ષ ।૭૧।
પ્રતિક્ષણું રસ અભિલાખતી વાંછતી વિવિધી વિલાસ ।
દંપતીને મનોરથ ભરી સેજ સહેજ સુખરાસ ।૭૨।
જે રસને જેણે સમે ન્યારા ન્યારા જયાંહાં ।
જેવા જોઇએ તેહવા સિધ્ધ ધર્યા છે ત્યાંહાં ।૭૩।
જમકતી અને ઠમકતી કસકસતી કમનીય ।
સણગારે સુખદાયની રસને અનુભવનીય ।૭૪।
વસ્ત્રવિવિધ રંગે રચીમચી સુગંધ અનુપ ।
શોભાને ભારે લચી ખચી ભુષણ સુખરૂપ ।૭૫।
ગુઠ ગોપનીય રસ રસીક તેમાં એ અંતરંગ ।
ઉર ઉપર રાખીને કરવાવે પ્રિયસંગ ।૧૭૬।

વલ્લભને વલ્લભ ઘણું સુખનુ અભિરામ ।
એહ વીન અન્ય રૂચે નહીં દંપતી પુરણ કામ ।૧૭૭।

રતી રણયુદ્ધ તણી એ રણ આંગણુની શોમ ।
નહીં એકે ભુવનમાં નહી પાતાલ ને વ્યોમ ।૭૮।

અનેક મનોરથે આવરી પ્રતિક્ષણું નાના ભાંત ।
તૃપ્તી ન પામે વિલસતા હોએ નહીં રસરાસ ।૭૯।

એહવી એ પ્રકારની રતી વિલાસ સુખસેજ ।
રયણી માહા રસ આગમે રચી રાખી ધરી બહુ હેજ ।૮૦।

સોહાગ ભરી સૌભાગ્ય ભરી સલુણી સોહામણી ।
રસને અનુરાગે ભરી ગોકુલેશ રમણી ।૮૧।

ત્યાં ભકતનુ ભુષણ પ્રભુ પ્રિય વલ્લભ સુખરાસ ।
રસીયા રાય શીશેમણી બહુવીધી કરી હુલ્લાસ ।૮૨।

એમ આનંદે આવર્યા પોઢયા પ્રેમ ભરી ।
પતિવૃતા જે પ્રણયની તેહવું વ્રત દ્રઢ કરી ।૮૩।

સુરતી સંગ્રામે રતી આરત હરણ જીતી રયણી રસરંગ ।
અતિ લુબ્ધ મનને રંગરસ કેલી વિલસી ત્રીય સંગ ।૮૪।

તે રયણી કેલી રસે રસમસ્યા રંગમગ્યા રયણી ભુક્ત ।
રયણી રંગે રસભર્યા રંગભર્યા રસયુકત ।૮૫।

પ્રીયાને પ્રેમ પરાગે કરી રંગ્યા રસીકવર રાય ।
રસીકાને રસે ઝકોળીયા સુખદાતા સુખદાય ।૮૬।

પ્રેમભરે પ્રેમદા સહિત નિત્ય અગણીતાનંદ ।
એણે પ્રકારે અનુભવી એ રસ આનંદ કંદ ।૮૭।

પછે એહ વિલાસ મનમાંહાં ધરી અતિ રસીક વલ્લભા સંગ ।
પોઢયા પરમ પ્રમોદસું વિલસીત મહારસ રંગ ।૮૮।

પોઢીને મંગલવર મંગલ રસે ભરી ।
વીહીત ઉપની અતિ મધુર સુખસું નિદ્રા કરી ।૮૯।

તેહ સુખ નિદ્રમાંહાં સુખસું આનંદ ભર ।
અતિ અલસાણાને શ્રમીત ઉનીદ્રીત રતીવર ।૯૦।

લીલા કરી લીલા અર્થે પોઢયા છે તે જયાંહાં ।
ભકત દાસદાસી સહુ અનન્ય ભાવના ત્યાંહાં ।૯૧।

સંપુર્ણ ભાવે ભર્યા પ્રાણ પ્રીય ને એહ ।
સયન કર્યું લીલા વિસે નિદ્રા વસથી જેહ ।૯૨।

અપર રાત્રે અપોઢયાને આગમ સમય લહી ।
આનંદભર આરત સહિત સહુ કો મન ઉમહી ।૧૯૩।

નિરવીધી નિપુણ નિશા તણા વિયોગી બહુ સમાજ ।
એહ સમે અવિલોકવા આવે પ્રીયને કાજ ॥૯૪॥
આપાપણે સ્થલે થકી જે જ્યાંહાં તે ત્યાંહાંથી ।
ઉઠી ઉઠી ઉમંગસું આવ્યા ક્યાં ક્યાંથી ॥૯૫॥
જગ મંગલને મંગલ સમે જગાડવા હીત ભરી ।
શોચમાન મીઠા મધુર વાણીએ વાત્સલ્ય કરી ॥૯૬॥
અલ્પ ઉચારે મનમાંહાં એમ ઉચરી ઉચરી ।
પ્રબોધે કરી બોધવે પ્રીતમને ફરી ફરી ॥૯૭॥
તે પ્રબોધ પ્રમુદીત થઈ કહું છું કરી ઉચ્ચાર ।
અનુભવી એ રસ તણા સાંભલજો નરનાર ॥૯૮॥
જેજે જગત અહલાદ કરવા મથન માહારાજ ।
જેજે રસ ઉદબોધ ભર રસના પુરક કાજ ॥૯૯॥
મથન મદે માદક સદા પરમતર નટવર વેસ ।
સર્વતાધીક અદભુત અખીલ જયજય પરમ સુદેસ ॥૨૦૦॥
જૈજૈ અતિ આનંદ ઘન સુંદરવર સકુમાર ।
જે રૂપામૃત રસ ભરીયા રોમરોમ રસધાર ॥૧॥
જૈજૈ નિસી રસ ભકત યુત શોભા શોભાકરણ ।
અતિ શોભીત શોભીત લય મીન કેત મન હરણ ॥૨॥
શોભીત શોભા સીમ જય શ્રીગોકુલ આભરણ ।
નિજાધાર પોષક પ્રણય રસાંગના ચિત ધરણ ॥૩॥
જે મહામોહક મોહ કરણ જુવતીજન મન ફંદ ।
મન ગતી પંગ કરણ જયજય આનંદ કંદ ॥૪॥
જૈજૈ અતિ ચંચલ ચતુર ચલણ વલણ ચિત ચોર ।
અણીયાણી આલસ ભરી જે નયણ કટાક્ષની કોર ॥૫॥
જય નીસીરસ મને ધુરણીત અંજન રંજીત રૂપ ।
અવ્યકત અરૂણ રેખા સહીત જૈજૈ પરમ અનુપ ॥૬॥
કરૂણા કટાક્ષ વેદે વિવિધી વરસતા લોચન ભ્રંગ
પદમાક્ષી પ્રાણ જીવન જૈ જૈ નયનાનંદ રસ રંગ ॥૭॥
જૈજૈ નાસા નવલ આમોદ જય મહીલા મુખ મકરંદ ।
નવલાને અધરે કરી નીકર રસે આનંદ ॥૮॥
શોભીત જય મુખકમલ પ્રફુલ્લીત પરમ પ્રસન્ન ।
સરસીરૂહ સમોહ શોભાકર લાવણ્ય રસ સંપન્ન ॥૯॥
લાવણ્ય વાબ્ધી સુધારસે ભર્યો સ્નેહ મકરંદ ।
સીંચન અમી અવીલોકને જૈજૈ સદા સ્વછંદ ॥૧૦॥

જયજય અધર પલ્લવ સુધક મુદ પ્રરાગ નહીંપાર ।
ઉતકંઠીત આધાર જય જય અખંડ રસધાર ।૧૧।

જયજય પ્રાણ પ્રભુના બાહુદંડ પ્રચંડ ।
અંગદ યુત આજાન અતિ અદ્દય દાન દે અખંડ ।૧૨।

પરમ પ્રિયાપરીરંભણે રાજે જે રસમય ।
કુચકુચ પીડન નખ ક્ષત સુખદાયક જયજય ।૧૩।

જયજય મહા ઉતંગ ઉર ભકતને ભાવે ભરીત ।
મુકતા હેમ હાર અંકીત સુંદરી સુખકારક પ્રીત ।૧૪।

જયજય ઉરોજ ઉતંગ પ્રગટ પરમ પ્રેમરસ પુર ।
હાસ પરીરંભણે મનોજ વ્યથા ભય ચુર ।૧૫।

જયજય સર્વ ઈન્દ્રીય સુખ સ્વાદીત મહા વિચિત્ર ।
એ રસમાં પાગ્યા રહે જેમ શોભીત શુભ ચિત્ર ।૧૬।

જયજય સુલલીત ગલીત ગવન મદન મદમાને યુકત ।
ગજરાજ ગતી ગંજીત જયજય નીસી રસ ભુકત ।૧૭।

જયજય વિશુરીત કેશ જય કુંતલ કચ કામરૂપ ।
પાગ લટપટી શીષ જય શીરપેચ જે સીથીલ અનુપ ।૧૮।

જયજય અંગઅંગ માધુરી જયજય પ્રતી અંશ મોદ ।
ચાક ચક્ષ ચાંપલ્ય જેજે હુલસીત પરમ પ્રમોદ ।૧૯।

જય નવોઢા ચિત હરણ માનીની માન મોચન ભુપ ।
જય મહેલા મુખ અંબુજ મકરંદ પરમ અનુપ ।૨૦।

તે મકરંદે માદક અતિ રહે તનમન અનુલીન ।
એહ રસે રસ અભીનવો એ વિન રહે ન ભીન્ન ।૨૧।

નવવધુ અતિ યોવનવતીના અધર મધુર માધુરી ।
રસપાને રંજીત રહો ને ઈચ્છો ફરી ફરી ।૨૨।

રસાંગના ગણ અંગઅંગે અંગ અરચીત જેજે રૂપ ।
મૃગ નયણી સમોહ રસ ઈક્ષણ પરમ અનુપ ।૨૩।

તે ઇક્ષણ સણગારે કરી મુખ અબુંજ સેવીત ધીર ।
વીલસની વલ્લભ જેહ જય જય વનીતા ઉછવવીર ।૨૪।

રસીલી રામાએ લુબ્ધ જે અતિ રસીક રસાલ ।
સુર સરીત માતા રહો જૈજૈ શ્રીગોકુલ પાલ ।૨૫।

જયજય નાગરી નિકટને અનુસંગે અનુરકત ।
જેજે કામીની મનોરથ સર્વનું મનોરથ યુકત ।૨૬।

જય પ્રતીઅંગે રસભરણ કામીની સંગ નીશી ।
રસે વિલાસસું વિલસીત વપુ રંજીત જય હુલસી ।૨૭।

જયજય કેલી કલા સકલ જય રસ શીરોમણી રાય ।
પ્રતીઅંગે પરમાવધી તન મન રસ અસમાય ।૨૨૮।
પુરણ મનસીઝ રસ મદે ભરીત ભર્યા જેજે ।
સર્વ ગુણાણુવ પુરણ સુરત અધીપતી જેહ ।૨૯।
નિત્ય સુરતોછવ કરણ જયજય લીલા રસરાસ ।
રસ વિહારી વીહારાબ્ધ રસ સંગમ પુરક આસ ।૩૦।
ભોગી અનુરાગી ભોગ્યવર જય રતિભેદ પ્રકાસ ।
રતી રસદાયક રમણ પ્રિયા એ રસમાંહાં નિવાસ ।૩૧।
જય જય અનંગ અંગ વરધન મનોજ માન પરીહાર ।
જયજય રમણીય રસમય રમણ કરણ આધાર ।૩૨।
મનમથ ભુપ મથીત રણખેત કાજ જય કરણ ।
ઉછાહે ઉછલીત મહાસુરત વીર ભય હરણ ।૩૩।
જયજય અતિ રસ રસીકવર રસના રસીક નિધાન ।
મહા રસપુંજ મુગટ મણી રસીકરાય રસવાન ।૩૪।
રસવસ રંગ રસે ભર્યા રસાત્મીક રસમય ।
રસરાસ રસ રૂપ નીત્ય રસ વાંછીત જયજય ।૩૫।
જેજે રસદાયક મનભાયક મહાનાયક રસધામ ।
કોટીકામ અભિરામ જેજે રસીક નાયક કામ ।૩૬।
જયજય કામ નિવાસ જય કામનાથ રતીકામ ।
કામ મધ્ય કામ કલાનીધી કામ તણુ અભિરામ ।૩૭।
જયજય કામ વિલાસ રસ ઉદબોધ કરણ મય કામ ।
નિરવીધી પુરક કામ જય કામ ધામ વિશ્રામ ।૩૮।
જય કામારત વંતની કામ આરત ચુરક ।
કામીજન વિશ્રામ જય કામના કામ પુરક ।૩૯।
કામ ભેદ ભેદી જય કામ પ્રબોધક રૂપ ।
કામોદ્દીપન ઇક્ષણે જયજય પરમ અનુપ ।૪૦।
જયજય તાપાત્મક ત્રીપતન તન તોષણ રસરાસ ।
વ્યાકુલ વામા પોષણ અભીસારીણી પુરક આસ ।૪૧।
ફલ સહીત જે પરમ ફલદાયક નાયક નેહ ।
જયજય નિરવીધી રસ રસીક નીરહેતુક કરી સ્નેહ ।૪૨।
જય ભકત ભાવ અંગીકરણ ભરણ પ્રેમ રસ વૃષ્ટિ ।
અંગનાગણ પરીતાપ હર નવલ નેહ કરો દ્રષ્ટિ ।૪૩।
જય સુખદાયક નિજદાસના શ્રી વલ્લભ પ્રાણ આધાર ।
નીજજન વલ્લભ વલ્લભા સંગ સકલ શણગાર ।૪૪।

શોભાએ શોભીત સદા સુંદર તે સહુ અંગ ।
શોભાકર શોભા ભરીત જે ભુષણ મણી સંગ ।૪૫।

જૈજૈ તામસ આદિદઇ સમસ્તસું કરી પ્રીત ।
નીજ સ્વકીય મન મુદીત કર નિત્ય રસભાવ ભરીત ।૪૬।

જૈજૈ જનમન નિવાસ કર હૃદય કમલ મકરંદ ।
રસ સુસ્વાદી દરસ હીત સુખસાગર સુખકંદ ।૪૭।

જૈ ભકત ભાગ્ય ફલોદય ભકતતણા સૌભાગ્ય ।
સૌભાગ્વ તણું સૌભાગ્ય જે સોહાગ તણો સોહાગ ।૪૮।

સુંદરીનું સૌભાગ્ય જય તિલક સૌભાગ્ય તણું ।
ભામીની ભાલ ભુષણ જય સ્વરૂપ જે સોહામણું ।૪૯।

સારસાર શણગાર જય સ્વકીય સકલ સૃંગાર ।
સૃંગાર તણા સૃંગારનો જે પરમ શ્રીંગાર ।૫૦।

સૃંગાર રસદાયક રસીક શ્રી ગોકુલનો ભુપ ।
બીરાજમાન નિત્ય રાજતો જૈજૈ પરમ અનુપ ।૫૧।

જૈજૈ શ્રીગોકુલ પતિ પ્રાણ પ્રીય આધાર ।
પ્રાણાધીય ગોકુલ ધણી ગોકુલનું સર્વસ્વ સાર ।૫૨।

ગોકુલીક જન જીવન ગોકુલનો હુલ્લાસ ।
ગોકુલેશ વીભાજય જેજે મહારસ રાસ ।૫૩।

નિત્ય નવીન નવીન બહુ રસ લીલા વિસ્તાર ।
શીતલ લલીત લીલા લહેરીસું સવંલીત સુચાર ।૫૪।

નવીન લીલા પ્રગટીત જેજેજે સેનોથીત ।
જેજે નીશી જાગ્રત નિત્ય રમણીય રસાલ રસ સહીત ।૫૫।

ઉનિંદ્રિત અરવીંદાક્ષ જયજયજય અંગ પ્રત્યંગ ।
ઉદ્યોત અખીલ અતિ ઉદયકર શુભ સુખોદય જય સંગ ।૫૬।

જયજય કોટીક પ્રકાસ કર વિશ્વ પ્રકાશક રૂપ ।
જ્ઞાન દાયક જ્ઞાનાધીપતી રસજ્ઞાન પ્રકાશક અનુપ ।૫૭।

સર્વધર્મ પ્રતીપાલ જયજય મહામંગલ ધામ ।
મંગલ જન મંગલ કરણ પરમ મંગલ નામ ।૫૮।

મહા મંગલના મંગલ તણુ મહેમહયું પરમ સુદેસ ।
મંગલને મંગલ કરણ પરમ મંગલ વરવરેસ ।૫૯।

શ્રીમદ મંગલ કામવર શ્રીવલ્લભ સુભનામ ।
મંગલ પુરે પુરણ મહા મંગલ અભિરામ ।૬૦।

મંગલમઇ સ્વરૂપ જે જે પરમાનંદ ।
મંગલાર્થ પ્રગટયા પરમ સુખનીધી આનંદ કંદ ।૨૬૧।

ત્રીવીધાઓના વૃંદને આનંદ દાયક જય ।
જયજય અગણીતાનંદ વર જય જય આનંદ મઈ ।૨૬૨।
આનંદને આનંદ કર આનંદ કેરા ભુપ ।
આનંદને આનંદનુ જય જય આનંદ રૂપ ।૬૩।
જય જય નિત્ય આનંદ ઘન આનંદ રસ વિસ્તાર ।
અતિ આનંદ અનુપ જયજય વિશ્વ દુઃખ પરીહાર ।૬૪।
સુખ વાંછીતના સુખ ઉદય સુખકર્ણ સકલ સુખરાસ ।
જયજય ભકત અભિલાખ સહુ વાંછીત પુરક આસ ।૬૫।
જયજય અભય કરણ પરમ ઉદાર અવધી નહિં પાર ।
ઉદારતા સહીત જય જય જય અદય ઉદાર ।૬૬।
જય જય વીહારાધ્ય જે રસ સિન્ધુ સંગમ કર્ણ ।
આરત ઉદીપન કરી વીરહ કલેશના હરણ ।૬૭।
હે અતિ સુંદર મનોહર મૃદુલ વલ્લભા સંગે સાર ।
સર્વાંગે શોભીત રહો જે ભાગ્યાગ્રણી અપાર ।૬૮।
રૂપમણી રસાગ્રણી સુંદરી સમોહ મધ્યે નંગ ।
મહારત્ન રમ્યાંગના તેહ તણે અંગ સંગ । ।૬૯।
મદનકેલી સૌજયા માંહાં સફલ સલુણી રાત ।
અન્યો અન્ય આનંદભર રમ્યા છો જાવદીક પ્રાત ।૭૦।
તેહ ઉછલ્યા રસતણું પ્રાગટય પુરણ પુર ।
તે તમારા સર્વાંગમાં પુરી રહયા ભરપુર ।૭૦।
તેહ રસ ઉપીયોગી ને મધુર માધુરી નાહો ।
મહોદધી અનેક અંગઅંગમે ઉઠે છે તે ત્યાંહા ।૭૧।
તે ગંભીર ગુણ ગહેરાઈ યુત ઉઠો વેગ તમો ।
તો તેમાંહાં સર્વાંગ ધરી માર્જન કરૂ અમો ।૭૨।
હે સુરતી વિહોલ વિસારદ નવનાગર વિનોદવાન ।
નવનાગરી સંગે તમો કલા વિવિત્ર સુખદાન ।૭૪।
સકલ કલા સંપુર્ણ સ્મર શુભ કેલી વિલાસ ।
વિલસીત અતિ વિલસ્યા થકા ઉઠો નયન પ્રકાશ ।૭૫।
વિલસ્યા તણા વિલાસનો જેહ રંગમગ્યો રંગ ।
અનુમોદન યુત જોઇએ અમો તમારે અંગ ।૭૬।
હે કંથ બહુ અંગના તણા સીતાવૃંદ જીવન ।
તમો ચારૂ ચરિત્ર માંહાં ચંપક વરણી તન ।૭૭।
અતિસે મહા વિચિત્ર પેરે કરી છે કેલી સુદેશ ।
તેહ રસે સાણ્યા સુભગ અંગઅંગ પરમ વરેસ ।૨૭૮।

રજનીને રસ રંજીઆ મોહામણા સુરંગ ।
તે અમને વેગે કરી દેખાડો અંગઅંગ ।૨૭૯।

હે લક્ષણે લાડીલા લાવણ્યે વામ સંગ ।
પોઢયા છો તે પ્રેમભર ભોગ કરી અંતરંગ ।૮૦।

લાડ લહલહયો સલોનો અતિ સૌંદર્ય વિધી સ્વરૂપ ।
તે તમારા રસ ભર્યા અંગઅંગ પરમ અનુપ ।૮૧।

રતી રસધર્મે રાજતા સુધન સુંદરી તણું ।
રસીકાને રસે રસભર્યા હુલસી રહયા છે ઘણું ।૮૨।

રોમરોમ પ્રતિ રસ સીન્ધુની સદા પ્રગટ સતધાર ।
તેહ અંગ જાગીને દેખાડો પ્રાણ આધાર ।૮૩।

હે પુષ્ટ રસે વસ મહારસીક રસ લોભીનું ધન ।
મનોરથાંત કરી સર્વદા સંવલીત સદા પ્રસન્ન ।૮૪।

જે રસાંગના વડ નાર્યના મન જે મહા મહેરામણ ।
સ્નેહ વાત્સલ્ય મોદે ભર્યા જેહનું નહીં પ્રમાણ ।૮૫।

જે નીજ સોહાગ બલે કરી માતા અતી અનુરકત ।
રસ વેધ્યા ગીધ્યા રહે એ રસે આસકત ।૮૬।

તે એ તમારા સ્નેહના સુખ રસનો કરે ભોગ ।
જે મનોરથાંતને ફલે કરી ફલ્યા છે સંજોગ ।૮૭।

તે મનોરથના ફલ્યા ફલ અતીસે પરમ રસાલ ।
તે તમારે અંગથી દેખાડો પ્રતિપાલ ।૮૮।

એક કહે કૌતુક કહાં ને વલી કહે કપટી ।
અતિ લંપટ રસાલાલચી નિપટ રહે લપટાય ।૮૯।

લંપટ સંપ્રદાઈ કહી કહે કૌતુકે ભરી ।
અભીસારીણીસું અવાર લગી રહયા છો અનુસરી ।૯૦।

તમો લંપટ રસપાત્રનું પાનપાત્ર ફરી ફરી ।
તે પાનાર્થે વાહીને અસસું દયન કરી ।૯૧।

પ્રેમદા સંગે પ્રેમભર રમણ કર્યું પુરપ્રીત ।
તે કરતા તમારે ઉભય ઉર અંતર રસરીત ।૯૨।

મધ્યે પરસ મૃદુલ અતિ પ્રસરી રતી રસવેલ ।
ત્યાંહાં સફલ સમેના ફલે કરી હવી પરમ અપરમીત કેલ ।૯૩।

જયાંહાં અનેક ફલ પ્રગટયા પ્રગટ જેહનું થાયે ન માન ।
તે મહા ફલનો રસ અમોને આપો કરીએ પાન ।૯૪।

લંપટ લોભી લાલચી તે જાણું છું નિરધાર ।
એહ વીચારતા વિહવલ ઘણું મન જોવા વારંવાર ।૨૯૫।

રતીપતી નાથ નવાંગના તણા છો અધીપતી ।
સંભાલ કરો સહુ આ સમે ફુલફુલે ફુલ્યા અતી ।૨૯૬।
એહો છેલ છબીલા છોગાલા મહા છેલ ।
અમારા કુલદેવ તમો કામ પુરક સુખવેલ ।૯૭।
તે ફુલ તમારા નેત્રને વિષે અંગ અંગ વિષે અનુપ ।
ઝુમીઝુમી રહ્યા ઘણા જે ફુલે ફુલ્યા ફુલરૂપ ।૯૮।
હવે તે ફુલ નીરૂપના તમો અમને કરી નેહ ।
તમારે શ્રી સુભાંગથી દેખાડોજી તેહ ।૯૯।
નવરસ કરીને વીલસતા જ્યારે જાઉં છું અન્યત્ર ।
એ સ્વરૂપ એ સુખભર્યું અમો દેખું છું સર્વત્ર ।૩૦૦।
અવગુણ એકે તમારો તે આવે નહીં લવલેસ ।
પણ વીરહાનલ દારૂણ દહે તે અસહી અમને કલેશ ।૧।
હે ધુરત મહા વિચિક્ષણ ભલુ અમસું છલ કરી ।
છેતર્યા તો ભલે છેતર્યા જો દુરાવ મન ધરી ।૨।
પણ એ ઉફણતે રસે રસરૂપે સંયુકત ।
મરગજ્યું અંગ દેખાડીયે રયણી રસે રતી ભુકત ।૩।
હે અતિ લુબ્ધ મહાલોલથી રસીક વંશેસ તમેય ।
તોક ને તરૂણ વયક તન સર્વ સદા સર્વ સમય ।૪।
રસીક ગુણે સંયુકત રહે તમને ક્રીડા એહ ।
ચીસે રતી તે અતી વલી એહસું પુરણ નેહ ।૫।
એ પાને પાનાસકત છો તે કેમ કરી કહીએ અમો ।
એ પાન મહેલ્યુ ક્ષણું જાતુ નથી તમો ।૬।
પણ યામીની રસયુત રાજતા પાનરસે માંહાં છકત ।
મુદીત પ્રેમદાને રસે રંજીત અતિ આરકત ।૭।
અરૂણ રેખાયુત આલસે ભર્યા નેત્ર નવરંગ ।
એ જોવા અમને કોડ છે અતીસે ભરીત ઉમંગ ।૮।
મીન ખંજરીધ વલી તરૂણ કામરસ તણો ।
મદ હરતા એહવા નયણ તે જોવા મનોરથ ઘણો ।૯।
હે કુરંગી મુખ ચંદ્રના સાદર સુમતી ચકોર ।
તે પાને પરવસ તમો તેથી મન ચીત ઓર ।૧૦।
પ્રેમાભીલપીત પ્રેમવતી પ્રીય તરૂણીનું જેહ ।
રસભર માધુર્ય મગ્ન મુખ જુઓ છો તમો તેહ ।૧૧।
તે જોતા જોતાથી મીટ મોડતા નથી ।
એ રસને રાજ જ લહો વચન નાવે કથી ।૩૧૨।

તેણે ઉઠાતુ નથી ઘુમે છે સર્વાંગ ।
એ ખુમારીએ કરી છકયા રયણી રસરંગ ।૩૩૦।
ત્યાંહાં તમને રયણી રસે નિ:સંકોચ થઇ ।
જેહને જગમમતાનું એ ભર યૌવન મદમઇ ।૩૧।
તે ગર્વે વ્યાકુલ થઇ અને વામાએ તેણીવાર ।
બીંબ અધર અનુરાગ યુત હસ્યો તમારો સાર ।૩૨।
દાન સમે આતુર થઈ દંતાએ રસ ભરી ।
દંતક્ષત અને નખક્ષત કીધા ખાંતે કરી ।૩૩।
દેતા દર્શન દંતક્ષતના જે ખુતા તે રહ્યા ખમી ।
પણ અધર પલ્લવ પરમ કોમલ રહ્યો તે તેણે નમી ।૩૪।
પીડ હસે બહુ તેહની તમને વ્હાલાજી ।
તમો રસવસ જાણો નહીં અમને સાલે એહ ।૩૫।
જાગો તો અતિ જુકતસું તે ક્ષત ખાંતે કરી ।
અનુમોદન જુત જોઈએ આરત નયણે ભરી ।૩૬।
એક કહે રસમત હો રસીકવર મહા નાયક ।
તમારા અધર પલ્લવ તણો અનુરાગ જે મન ભાવીક ।૩૭।
સર્વોપરતર શીખર છો અને તેણે વલી એહ ।
નવી નવલ રસ નાયકાનો છે અધર યુત નેહ ।૩૮।
બંધુક પ્રવાલ રંગ પાતલો સુધા સમુદ્ર કોષ ।
પરમ સચીકણુ સોહતો મહા રસીક રસનો પોષ ।૩૯।
એહવા બીંબાધર મૃદુલ પલ્લવનો જે પરાગ ।
તેહ તણું એણે અસન કર્યું છે કરી અનુરાગ ।૪૦।
તેહ અસન કરતો થકો બીંબાધર મધુ મત ।
મધુરાસવેથી તે થયો સ્વત: અતી ઉનમત ।૪૧।
એહવો અતીસે મત મહા સિન્ધુ રસ રસોજાણ ।
માણ્યક વર્ણેન્દ્ર છદ પુરણ રસની ખાણ ।૪૨।
તે અંગનાએ આતુર થઈ આકર્ષી અપનાવી ।
એમ લીધો છે આપણી રૂચીસું મન ભાવીએ ।૪૩।
તેથી શોભા પુષ્ટ થઈ તે સલુણી શોભા યુક્ત ।
અધીક અધીક રસ આપતો સર્વોપર અતિ ઉકત ।૪૪।
તે અમારૂ પરમ ધન અને વલી સર્વસ્વ સાર ।
તે અમને દેખાડીએ જીવન પ્રાણ આધાર ।૪૫।
એક કહે હે વરદ વર ભુષણ ભાવ તણું ।
અતિ આતુર અબલાઓને આપ વિન કર ઘણું ।૪૬।
તમારા દંત તણે વિષે અધર ઓષ્ટની ચલક ।
અસીત આભાએ રાજતી જોઇએ જલકતી જલક ।૩૪૭।

તે સ્વરૂપ સ્મિત જુત કરીને દેખાડો અમને એ ।
જે તેહને અમો જોયા કરૂં કરૂં પ્રાર્થના તમને એ ।૩૪૮।

અમારા ક્ષત ઈછત અધર તેહને આરત ઘણી ।
એ જોઈને સમાવીએ એ આરત તેહ તણી ।૪૯।

હે મંગલ રસના પ્રેમદાન શોભીત સકલ નિધાન ।
તમારે વિષે વિહાર રસ વિલસત શોભામાન ।૫૦।

કોઈ કોઈ વિલક્ષણ શોભીતી અનુપમ શોભા રૂપ ।
સૌભાગ્ય પુરાને સંગથી શોભીત હસે અનુપ ।૫૧।

તે શોભાભર સુખ આપતુ રસ વીલસ્યુ રસરંગ ।
જગમગતું અતિ જલકતું દેખાડો શ્રી અંગ ।૫૨।

દેખાડીને અમ તણા નેત્ર સફલ કરો રાજ ।
પરમ વચન ગરવે સહિત એમ કહે એહ સમાજ ।૫૩।

હે રૂપ તણા સાગર સુભગ તમારે અંગ પ્રતીઅંગ ।
પ્રણય કેલી પ્રગટીત પ્રગટ રસના સિન્ધુ ઉમંગ ।૫૪।

ઉછલીત થઇ ઉફણે અધીક અતીસે અનીસ્વચન ।
છલ છલ્યો રસ છલી રહયો એહ રાજને તન ।૫૫।

તેહ મહારસ સિન્ધુની ધારાએ ઉમહતુ અંગ ।
દેખાડો વેગે કરી એહ અલંકૃત સંગ ।૫૬।

હે સર્વોપર વર મનોહર સુંદરતાની ખાણ ।
સુરંગ લોચના સુંદરીઓના સંગી સુજાણ ।૫૭।

તમારા અંગઅંગ પ્રતિ રયણીના રસ માંહેં ।
પ્રીયાના પ્રેમ તણો અમીત અનુરાગ ગર્વ તે ત્યાંહેં ।૫૮।

મકરંદ પ્રસર્યો છે ઘણો તેણે રંગમગે રંગ ।
અંગ ભીનુ છે અભીનવું ને રસભર્યું રંગમગ્યુ અંગ ।૫૯।

તે દેખાડો તો જોઇને અમારા વિયોગ આરત્યા ।
હૃદયની દાજ નીવારીને શીતલ કરીએ અત્ય ।૬૦।

એક અનુપમા એમ કહે હે કામ તત્વના જાણ ।
તમો નિપુણ નવનાયક જેહ મહા રસખાણ ।૬૧।

તેહસું નાના વીધી નવલ નવનવ રંગે ભરી ।
એ રસમાં માતા મુદીત એ ત્યાં રમણ કરી ।૬૨।

દરસ સુખ સ્વાદે તેહના સંગનું કર્યું અદભુત રસપાન ।
તે પાને પુરણ થઇને થઈ મહા રસવાન ।૬૩।

સુંદરી કામા તણે સંગ સુરતી સંગ્રામ ।
કરીને કોમલ સેજ પર પોઢયા પરમ અભીરામ ।૬૪।

પોઢયા છો પ્રમુદીત થઈ પ્રેમદાઓની સંગે ।
ઉઠવાને ગમતુ નથી મહેલી તેહનું અંગ ।૩૬૫।

પણ ત્યાંથી ઉઠી અમને શ્રીઅંગ પોતાતણું ।
રસ પુષ્ટ દેખાડીએ અતિસે સોહામણું ।૩૬૬।
વિગ્રહ વનીતા વિલસીએ સુંદર સુભગા એ જોડ ।
સૌભાગ્યવતી સંગે તમો તે મુજ જોવા કોડ ।૬૭।
એહવા ફલ રસ પાન વિના અમો થયા દિગમુઢ ।
તે પાઇએ પરમ મહોદધી ઉદધી મહારસ ગુઢ ।૬૮।
હે બહુ નાયક રસ ભોગીયા મહા-ભોગ્ય વરરાય ।
તમસું અતિ અનુરાગ ભર રમણ રસે સુખદાય ।૬૯।
સુદેશ કેલી કરતા માહા બલવતીએ બહુ બલ કરી ।
ગાઢે આલીંગન કર્યું પરમ મહા રસ ભરી ।૭૦।
તે પ્રગટ પરીરંભણના પ્રગટયા છે જે ચિન્હ ।
તે રતીરસ ચિન્હે ચલકતુ દેખાડો પ્રસન્ન ।૭૧।
હે મહા વીર રતીપતી હૃદય ઉદય કરણ રતીનાથ ।
તમને વીરાએ ડીઠ થઇ બાહોબલે ભરી બાથ ।૭૨।
ત્યાંહાં તે રસીલીને રસીક કર અંબુજે કંકણ જોડ ।
ચુડા ચુડી અને કાંકણી કે ફેર કરીને કોડ ।૭૩।
મોરી જવ એહરખી અને મુદ્રીકા મનોહર ભાંતે ।
લસી રહયા છે કરમાં જે પેર્યા છે કરી ખાંત ।૭૪।
તેહના તેહ સમેમા ઉપટયા છે જે અંક ।
ગડીયા પસવારે અને પીઠે થયા નીશંક ।૭૫।
ભુષણ ચીન્હ બહુ તે પીઠના જે ઉઠયા ભેગ ભલી ।
આગલ અનેક પ્રકારના હૈયે હાર વલી ।૭૬।
રત્ન રૂપ અવની પર લીલાએ રહયા લસી ।
એ અનુભવ સહુ અમારા ઉરમાં રહયા છે વસી ।૭૭।
તે માટે વેગા ઉઠો તો અમો તેહ ।
આભુષણના અંકનુ અવલોકન કરૂં એહ ।૭૮।
અવલોકીને આંખની અણખ ટાલીએ તાહે ।
અતિ આનંદ પમાડીએ મન રોકી મનમાંહાં ।૭૯।
હે પ્રેમપુંજ પ્રેમે રસીક પ્રેમરસ તણા કોષ ।
ભાવતી સંગ ભાવસું પોઢયા કરી સંતોષ ।૮૦।
એ સંતોષે આનંદમાં પોઢયા પ્રમુદીત થઈ ।
અનંગા એસે અકુલાઈને વલી આલીંગન લેઈ ।૮૧।
એ સમે હારાદીક હૈએ તમારે પક્ષ જેહ ।
તે ઉર એ આભુષણે અંકીત દેખાડો એહ ।૮૨।
અને તમારે અતિ કોમલ મૃદુલ અંગે મૃદુલાંગી ।
તેહના નારી કેલી કઠીન કુચ અભય ઉભય સંગી ।૩૮૩।

તેહ ગડતા હસે તેહનું અમને દુઃખ છે મુખ્ય ।
ઉઠો તો સત્યાસત્ય કરી દુર કીજીએ દુઃખ ।૩૮૪।

અણખા ઈર્ષા અલગી રહે જો જોઉ નયણ ભરી ।
સંતોષ હોએ સર્વાંગમાં તમો સુખને સુખ કરી ।૮૫।

એક કહે છે સુર હો સુભટ સુરત ધરી ।
તમો સુરતમાં રસ તણા સર્વે સાજ સિધ્ધ કરી ।૮૫।

ખાંતે ખેત્રવટ સુરતી કરણ સંગ્રામે ચઢી ।
નવ અંકુર નવ યૌવના નિધી લીધી છે વઢી ।૮૬।

તે મોદે પોઢયા થકી ઉઠાતુ નથી એહ ।
પણ તે પ્રમુદીત સિન્ધુના ત્રિવલીન કરતા જેહ ।૮૭।

ઉઠીને દેખાડો તો જોએ લહેર તરંગ ।
આનંદ્ર કરીએ જોઇને એહ અમારા અંગ ।૮૮।

હે નિત્ય રમણીય મહા રસીક કામકલા રણધીર ।
સુરતી વિદ્યાએ કુશલ મતી પરમાવીધી રતીવીર ।૮૯।

રસનાયકાસું રસ ભરી કરતા રસ સંગ્રામ ।
ઉછલીત રસાવેસથી તે મન ભાવતી પ્રિયવામ ।૯૦।

તે વામાએ તમને સનમુખે સુર થઇ ।
અંગ પ્રત્અંગે નખક્ષત કીધા છે રસમઈ ।૯૧।

તેહ પ્રગટ શુભ ક્ષત સહિત સુંદર અનુપમ રૂપ ।
એ શોભા સંયુકત અંગ દેખાડીએ અનુપ ।૯૨।

તે જોઈ જોઈ અમો અમારા દુઃખનું પુર ।
અને અંગ અંગની પીડા તણો પ્રભાવ કરીએ દુર ।૯૪।

હે નિઃસાધન ફલઆત્મા ફલ દાયક રસભરી ।
તમો એહ રસનાયકાસું રજની સફલ કરી ।૯૫।

તેહ સમે તાટકના ઉપટયા છે જે અંક ।
જે સંકુચે ઉઠાતુ નથી તે મનમાં ધરીને શંક ।૯૬।

જાણો છો જે કો રખે જોઇને કરે હાસ્ય ।
પણ એ તો મહાશોભા સુભગ પ્રગટી પરમ સુખરાસ ।૯૭।

જે મનોજ પ્રભુ જીત્યા તે તમો જાણો જીત્યાની ।
છાપ કરી જુવતી જનને તે દેખાડો માની ।૯૮।

એક કહે હે પરમ પ્રિય તમને તમારી પ્રિયા ।
સર્વોપર સુખદાઈની મહા મનોહર ત્રિય ।૯૯।

તેણે તમારા ગૌર અંગ મધ્યે પરમ વિચિત્ર ।
અસીત અને આરકત રંગ બહુ ભાંતના ચિત્ર ।૪૦૦।

બાનક તણા બનાવ તે કરીને રાખ્યા સિધ્ધ ।
મહા વસંતવર ફુલવી મુકયો છે નિરવીધ ।૪૦૧।

તેને સંકોચે તમે ઉઠી શકતા નથી ।
એ સમયના હર્ષ સંકોચનું રૂપ શકું નહીં કથી ।૪૦૨।
એ શ્રીમુખ ઉપર શોભીએ છે તે મધુરતા જેહ ।
શ્રમીતાયુત લાવણ્ય યુત વદનાવિંદ જે એહ ।૩।
ઉઠીને દેખાડો તે પ્રભુ તે સુધાકર સાર ।
નત્રવાંચલ પરીહારતુ આનન ઈંદુ સુચારૂ ।૪।
તે અમો જોઇને થાઉં તમારા દાસ ।
એણીપેરે પુરણ કીજીએ એહ અમારી આસ ।૫।
હે ચતુર ચતુરાએ તમને અતિ ચતુરાઇ કરી ।
ચુંબન કરતા રસમાં રસમતતાએ ભરી ।૬।
વિવસ થકી કંચુકી અને લલાટે ચુંબન કર્યું ।
તે શ્યામ રેખામાં અધરને રંગે અતિ રસભર્યું ।૭।
વિસાલ ભાલે તે રંગ ભુષિત થયા છે જેહ ।
શોભા પરમ સોહામણી દેખાડોજી તેહ ।૮।
હે અખીલ જન નેત્રના અહલાદકારી શોભા સકલ નિધાન ।
એ મહા અદભુત એક વલી ભાંત અનોખી આન ।૯।
શોભા શોભાએ સહીત શોભા પ્રગટી સાર ।
ત્યાંહાં સમસ્ત સુંદરીનું તિલક સુંદરી નાર ।૧૦।
તે સુંદરીના સોહાગ શુભ તિલકનુ કુમકુમ રંગ ।
ચોંટયુ છે અને વલી ત્યાં વિથુલ કપોલે સંગ ।૧૧।
પરાગ પીક દીસે અધીક તેણે સંપુર્ણ ।
શોભતુ મુખ મંડીત કર્યું શોભાનું આભરણ ।૧૨।
એ શોભાએ શોભા સકલ શોભા પામે ઘણુ ।
એહવું મુખ શોભા સહિત દેખાડો સોહામણું ।૧૩।
હે ભકતના ભાગ્યરૂપ સ્વરૂપ શુભ તમારૂં શોભીત ત્યાંહાં ।
વિસાલ ભાલે ભામીનીસું ક્રીડા કરતા માંહાં ।૧૪।
તિલક કેસરી તણી તે રેખા ખંડીત થઈ ।
તે પુરીત અંજન રેખા યુત રાજે છે રસમઈ ।૧૫।
તે મધ્યે એ અધરનો જલમલતો અનુરાગ ।
એ રસપાન તણી તૃષા રહે છે સહીત સોહાગ ।૧૬।
તૃષિત અમારા નેણ છે તે વેગા થઇને અવ્યકત ।
પરમ મધુર માધુરીનું પાન કરાવો વ્યકત ।૧૭।
અધર અરૂણ અંજન ભર્યો જે ચતુરાનું છે ઓસ્ય ।
તે પાઇએ નયણ ભરીને એહ અમારૂં પોષ્ય ।૧૮।
ચુંબન રસ ચીરકાલ લગી તો ચપલા લેઈ ફરી ફરી ।
નહે નીચોરતા તેમ તેમ આવે ભરી ।૪૧૯।

હે ભકત મુખાંબુજ પરમ રસભોગી ભ્રમર અતિ ભકત ।
તમો મૃગલોચનીના લોચન જે અતિરકત ।૪૨૦।

તેહનો પરાગ પીતા થકા સુધર તણો જે રંગ ।
ને અંજન એકત્ર થવા ઉભય મલ્યો એ સંગ ।૨૧।

તેથી અધર ઘન વરણ શ્યામ અરૂણ શોભા ધરી ।
ઉઠો તો તે જોઇએ શોભા આનંદ ભરી ।૨૨।

તે જોઇ અમારા મનને કરીએ પરમ પ્રસન્ન ।
એ મીશ્રીત શોભા પ્રગટ થઇ અધર રસે ભિન્ન ભિન્ન ।૨૩।

હરીત નીલ નીરજ તણી આપે શીતલતાઇ ।
શીતલતા કોકનંદ તણી આપે છે અરૂણાઈ ।૨૪।

એમ શીતલતા પ્રગટ થઇ ઉભયના અંબુજ રૂપ ।
તે નેત્રે સ્પર્શાવીને શીતલ કરીએ ભુપ ।૨૫।

સૃંગાર સાર સ્વરૂપ હો સ્વકીય તણા સૃંગાર ।
અલબેલી ઉન્મત મદે ભરી ભામીની જે વડનાર ।૨૬।

નેત્રાંજન તમને કર્યું તેણે હીત ભરી ।
પરમ મધુરતર મુસકની માધુરીએ કરી ।૨૭।

અંજન્ન આનને ઓપતું દીઠોણું કર્યું કપોલ ।
તેહ તમારૂ અંજને રંજીત વિકસીત લોલ ।૨૮।

વદનાંબુજ દેખાડીએ કરતુ આનંદ ઉદય ।
અમો અમારા તે જોઇ મંજન કરીએ હૃદય ।૨૯।

હે કૌતીક-કૌતુક પ્રીય રામાસું રમ્યા ત્યાંહાં ।
રમતા તમને લાડલીએ લઘુલાઘવતા માંહાં ।૩૦।

તમારા અંગ અંગને વિષે એહવા અનેક રસરૂપ ।
નેત્રાંજન આદિ બહુ કામે વસથી અનુપ ।૩૧।

કામવતીએ કૌતુક મીસે કીધા છે જે ચિત્ર ।
એહવી અગણીંત અનેક છબી રાજે પરમ વિચિત્ર ।૩૨।

તમારૂ અંગઅંગ ચર્ચીને શણગાર્યું છે સાર ।
તે શોભા કાંઇ અભીનવી અનોખી અધીક અપાર ।૩૩।

છાહી છાહી રહી અંગ અંગમાં તે અનુપમ અમીત ખરી ।
તે અમને દેખાડીએ શોભા રસ ભરી ।૩૪।

હે મહા બુધ્ધીવંત ગુણ ભર્યા જગત શીક્ષક સુજાણ ।
હવે એક તમારા હીત તણી વિનતી કરૂં ભેલી પાણ ।૩૫।

એહ અમારી વિનતી માનો ચીતમાં ધરી ।
એ સુંદર સહેજ સોહામણું કુમકુમ અરૂણ ભરી ।૩૬।

મુખાંબુજ અતિ મલકતુ ને કુમકુમ કેસર રંગ ।
અધરાંજન અંબુજ નયણ અધર રાગયુત સંગ ।૪૩૭।

એહ સર્વ એક થયાની શોભા ઉમટી અમીત ।
તે પ્રભુજી શોભા જોવા અમો ઈચ્છુ છું નિત્ય ।૪૩૮।
એહ શોભા કો દેખસે માટે વહેલા થઈ ।
પહેલા ઉઠો સર્વથી અને ગડુઓ કરમાં લઈ ।૩૯।
મુખ પ્રક્ષાલો તો ભલુ જે લોક ન દેખે એહ ।
જાણ્યો આણ્યો થાએ નહીં વિનતી માનો એહ ।૪૦।
એક કહે હે અતુલી બલ કામ પ્રીય કામી ।
કામ વ્યથા હર કામરતી કામે અભીરામી ।૪૧।
તમો કામાતુર થકા રમણ રસે રજની ।
વીલાસ રસે વીલસ્યા ઘણુ જે પરમ પ્રીયસજની ।૪૨।
તેથી અંગ સીથીલ થયા તે ઉઠી શકાતુ નથી ।
પણ એહ સીથીલતા અતિ સુખદ પ્રગટે છે સંગથી ।૪૩।
એ સંગથી ઉઠો તમો તે કેમ કહું અમારે કાજ ।
એમ બિરાજો સર્વદા પણ દર્શન દીઓ મહારાજ ।૪૪।
એહ સિથીલ લટકા સહીત ચાલ અલબેલી ।
રસ સમુચય રસમસ્યા નિપટ કરીય કેલી ।૪૩।
તે શ્રમીત ને પ્રસ્વેદાંકુર યુત તમારો અદ્ભુત વેસ ।
પાન કરવો નેત્રને એહવો પરમ સુદેસ ।૪૪।
હે અંગનાના ઈશ અતિ ભોગાશક્ત ભણી ।
તમને પરીરંભણ તણી ઉત્કંઠા છે ઘણી ।૪૫।
પ્રીયા અરવિંદ લોચનીસું એક રસ થઈ ।
પરીરંભણ કરી પોઢયા થઇ તેહેમાં રસમઇ ।૪૬।
તે નિરાવરણ આવું મધુર પામી છું શુભ અંગ ।
માટે તે અનુરોધથી મહેલાતો નથી સંગ ।૪૭।
તે અલગા થાતા નથી આતુરતાએ ભરી ।
એમ કરીને કહેતા હસે જે હું કેમકેમ કરી ।૪૮।
તે ઉઠી શકતા નથી ઉઠો તો નિરૂપાધી સિધ્ધ ।
નીરાવર્ણની ચાકચક્ષ તે જોએ મહાનીધ ।૪૯।
હે રતીવર્ધ્ધન રતી રસીકવર રતીના પુરક કામ ।
તમો એ સુરંગ લોચની તેહને લેઈ સુખધામ ।૫૦।
પોઢયા પોઢયા પ્રેમસુ પરીરંભણ કર્યું ।
ભુજ ભીડી એક થઇ રસવસ રસ ભર્યું ।૫૧।
તેહના રસમાં રસ મલ્યો નેત્રને નેત્ર મલી ।
મલ્યા અંગમાં અંગ સહુ મનસું મન મેલી ।૫૨।
એમ પોઢયા છો એણીપેરે સુખમાં લથબથી ।
તે પરીરંભણને પરીશ્રમે ઉઠી શકતા નથી ।૪૫૩।

અથવા સુખ પરીમલ સુખે સુખ નિદ્રા અનુસરી ।
તે ઉઠી શકતા નથી પોઢયા છો રસભરી ।૪૫૪।
પુન પ્રેમ ચપલાઇસું ચપલા પુરીત મેન ।
ભુજ જનીત કરી તમસું કીધું સેન ।૫૫।
નિદ્રા નવવધુ નયનમાં આવી સેવા કાજ
અંતર રમણ આનંદને ઉપયોગે કરી સાજ ।૫૬।
ભર નિદ્રાએ ભોગીયા ભોગે ભરીયા પુર ।
આભ્યાંતર અભીસારીકાસું પ્રગટે રસ અંકુર ।૫૭।
એણ લોભે લોભીયા ઉઠો તે કેમ કરી ।
એ અમને સહુ જ્ઞાત છે જે રાખ્યા હૃદયમાં ધરી ।૫૮।
એક કહે રસીલા તમો મહાભાગ્ય રસીલીને સંગ ।
ભાંત રસીલીએ રમી રસવાનસું ભેલી અંગ ।૫૯।
મહા સુખાલી એ સેજ માંહાં હરખે હાસ્ય વિનોદ ।
પરમ કુતુહલ કરી અને ભર્યા પ્રેમ પ્રમોદ ।૬૦।
સુખ સમુદ્રમાં મગ્ન થઇ પોઢીયા છો ત્યાંહાં ।
રસ સર્વાંગે સંચર્યો મોદ ભર્યા મનમાંહાં ।૬૧।
એમ ઉઠી શકતા નથી તેહ મોદને ભાર ।
સમય થયો છે ઉઠીએ હવે મલાઓ વાર ।૬૨।
અપોઢો એવું કેમ કહું પણ પોઢયા થઇ છે વાર
વ્યાકુલતા વિરમાવીને ઉઠો પ્રાણ આધાર ।૬૩।
હા જાણું છું જે શ્રમ વિશેષ છો તે પોઢી રહયા ।
સુખ પામો સુખસેજમાં ભોગે ભુષિત થયા ।૬૪।
તમો સકલ ગુણ રસ જાણ છો ઉપકાર કરો ઉઠી ।
સુદ્રષ્ટે સીંચન સર્વને કરો સંયોગ રસ ત્રુઠી ।૬૭।
હે રસ માદક મોદે ભર્યા રસીયા વરેસ ।
રસમાં રસ પાગ્યા રહો સદા સુભગ રસાવેસ ।૬૮।
સોડમાંહે સુતા થકા રાજ લહો છો રાત ।
પણ સોડ ઉતારીને જુઓ આતો થયુ છે પ્રાઃત ।૬૯।
મહા રસીલી સેજ પર ભુજ ભીડીને અંગ ।
પોઢયા પ્રમુદીત થઇને પરમ રસીલી સંગ ।૭૦।
રસ લપટયું અતિ મરગજ્યુ સેનોથીત અંગ બાન ।
તે અમારા નેત્રને વેગા થઈ કરો દાન ।૭૧।
હે અતિ ચંચલ તમસું અતી ચંચલ નયણી ।
તેહનું મન લપટી રહ્યુ જે ચતુરા પીકવયણી ।૭૨।
તે ઉઠવા દેતા નથી પણ શું કરસો સુખમઈ ।
સમાધાન કરી તેહનું ઉઠો વેગા થઈ ।૪૭૩।

હે મોહન ત્રીલોકના માહા તરલ ધીરજવંત ।
ગતી ગંજીત સર્વાંગની કામીનીયોના કંથ ।૭૪।
તેહોની દ્રષ્ટિ તણી ગર્વતા તમારે વિસે છે અહીં ।
એ સ્વરૂપ રસથી અણું હસે તે અલગી નહીં ।૭૫।
યુવતીએ પુરણ જામીની કરી આનંદે અવગાહન ।
એમ જોયું છે તેહથી એહ દ્રષ્ટિનું પાન ।૭૬।
મુકી ઉઠાતુ નથી અથવા તે શ્રીઅંગ ।
લાવણ્ય રસનું પાન કરી ભરીયા પરમ ઉમંગ ।૭૭।
વેહેણું થાવાને ડરે ફરતા ન હસે તેહ ।
ત્યાં ઉઠીને અલગા થવું પરમ અસહી છે તેહ ।૭૮।
તેહોની આતુરતા લઇ નથી ઉઠતા રાજ ।
પોઢયા છો પરવસ થઈ તેહના હીતને કાજ ।૭૯।
હે જગ વલ્લભ જેહના અંગ સકોમલ સાર ।
તેહ તમારે ચિતવૃતે વસી વલ્લભા નાર ।૮૦।
લસી રહ્યું છે તેહનું મન સ્વરુપ રસમઇ ।
તે છેલ છે ઉછલીત ભર પ્રેમ પુરીત થઇ ।૮૧।
ને પોતાનો રસ તમો છોડી શકતા નથી ।
માટે ઉઠાતુ નથી પોઢયા છો સુખથી ।૮૨।
હે અતિ સુંદર મનોહર તમો સુંદરી મન રમણીય ।
મન મધુરા સર્વે મધુર અંગઅંગ કમનીય ।૮૩।
તે સર્વાંગના રસ તણો ક્ષણ પ્રતીક્ષણનો સ્વાદ ।
અનેક પ્રકારે અનુભવીને પોઢયા છો રસમાંહાં ।૮૪।
તે મુકી શકતા નથી તેહના મનનો મકરંદ ।
અંગ પરાગે અતિ ઘણુ રાતા રસ આનંદ ।૮૫।
પોતે રજની જેહની સફલ કરી બહુપેર ।
સુખ પામ્યા તે લાલચે પોઢયા છો સુખભેર ।૮૬।
લઘુવેસ લક્ષચાઇને લીલા લોકોતરી ।
કરીને રયણી રસતણી હેલે કાઢી ભરી ।૮૭।
એક કહે હે રસીકવર જયાંહાં તમો હો ત્યાંહાં ।
માહા રસતણી રાસ હોએ તે અનુભવ ઉરમાંહાં ।૮૮।
જે ઉપમાંથી અલગા જયાં ઉપમા પ્રમાણ છે નહીં ।
તે અનુભવ મનમાં ધરીને અમો કહું છું અહીં ।૮૯।
હવે તે અનુભવ ભરી આપીયે નિત્ય તણા જે નેગ ।
એ સાંપત્ય ભકતયુત ફ્લ્યુ દરશન દીજે વેગ ।૯૦।
તો એ રસ જોઈ જીવીએ જગ આધાર જીવન ।
અન્ય તેમાં નહીં તમને અમારે એહ પ્રસન્ન ।૪૯૧।

પણ અહીંએ એણે સમે ક્રીડામાં અનેક ।
પ્રતિક્ષણુ નાના ભાંત્યના પ્રગટ એકથી એક ।૪૯૨।
અધીક અધીક નિત્ય વાધતો ઉઠે રસનો ઓઘ ।
તે મુકવો ગમતો નથી પોઢયા છો ભરભોગ ।૯૩।
હે મદન કેલી સેજ્યાએ શુભ શોભીત એ અમર રાસ ।
હોતા માહા નવયૌવના તમને ધરી આસ ।૯૪।
અતી ઘણુ આતુર થઇને સુરતાંત સમે ભર નેહ ।
વિયોગ તણો ભય કરીને વિહવલ થયા છો તેહ ।૯૫।
વિહવલતા રૂપી વાધ્યો વિદ્યાવલ એહોને અંગ ।
તે નેત્રમાં લીધા તમો મેહેલાતો નથી સંગ ।૯૬।
અથવા એ નવયૌવના નિપુણ એ હીત ભરી ।
ચાંપીને ઉર પર ધર્યા ઉઠાતુ નથી ફરી ।૯૭।
એક કહે છે કલા રસ શીરોમણી રસરૂપ ।
રજની વીતે રસીલી નવલ નાયકાએ પરમ અનુપ ।૯૮।
તેહોસું ફરી પોઢયા તમે તેહોને લેઈ ઉરમાં ।
મનસું મન પાગ્યા પ્રગટ તો ઉઠાયે કયાહાં ।૯૯।
તે ઉઠી શકતા નથી એ લાલચની આસ ।
હાવભાવ કરીને તેહોને કરી કરી બહુ હુલાસ ।૫૦૦।
લઘુ લાઘવતા ચપલતાએ ચંચલતાએ કરી ।
વસ કીધા છે તેહોથી પોઢયા છો સુખ ભરી ।૧।
હે સર્વાંગે ઉછવ સદનમાં પરમ સુખરૂપ ।
પ્રછન્ન રસ અભિસારીણીને રંગે રકત અનુપ ।૨।
તમો સર્વ અભીસારીણી કર્યા પુરણ મનોરથ અંત ।
કરીને પોતે તેહનો રસ અનુભવ્યો એકાંત ।૩।
તે અગણીતાનંદ અનુભવ કરીને આલોચ્યો એકાંત ।
કરીને સેન કર્યું સુખે પરમ સુખ તણુ સત્વ ।૪।
જે સુખનુ નીર્માણ નહીં તે અંતરનો આનંદ ।
અંગ અંગ પસારી પોઢીયા લેઇ સુખનીધી સુખ મકરંદ ।૫।
તે સુખ મુકાતુ નથી ભરી રાખ્યા છો અંક ।
તે ઉઠી શકતા નથી પોઢયા થઇ નીશંક ।૬।
હે રસદાયક સકલ રસ ભોકતા વરેન્દ્ર ।
સુદ્રઢ અનંગ ઉદ્દીપન કરણ તમો રસીક રસચંદ્ર ।૭।
માહા કામોદય કરીને રસીલા રસીક વરેસ ।
તે મનગમતા સુરંગભર રમતા પરમ સુદેશ ।૮।
એહવા રસમાં છેદ્યા રસ વર્ત્તનને અર્થ ।
રસ ઉદ્દભાવ પ્રયોજને મીથ્યા ભાષણ વ્યર્થ ।૫૦૯।

વકત વાકય છલબલ બહુ ભેદ પ્રપંચ અનેક ।
મીઠા મધુરા વચણ તે કહો છો કરી વિવેક ।૧૦।
તે ગર્વીત ગુણ ગહેરા કહો ચોખ ચતુરતા કરી ।
ટોક તરકના ભાવતા ભેદ કહો રસ ભરી ।૧૧।
હે મદન કેલી સેજયોચિત ચતુર સીમ તમો વલી ।
રસે વિવસ થઈ રસ ભરીને રસમાંહાં ભલી ।૧૨।
રસે રસે કરીને ઉઠવું ભુલી જાય ।
માટે ઉઠાતુ નથી મહા રસીક વરરાય ।૧૩।
મદન કેલી સેજ્યા સુંદરીસું બેઠા જયાંહાં ।
અજ્ઞાત થઈને વિશુધ્ધ માનવતીને આગલ ત્યાંહાં ।૧૪।
પ્રશ્ન એકેકા અભિનવા કરો છો પોતે જેહ ।
અજ્ઞાત પ્રશ્નનો રસ અતી ઉધબોધક છે એહ ।૧૫।
એ અજ્ઞાત પ્રશ્ન કરતા થકા એ પ્રશ્નનો રસ અજ્ઞાત ।
એ રસ અનુભવ માંહેંથી ઉઠાતુ નથી પ્રાત ।૧૬।
પણ હવે આ વીહર રસે ભરી સૃષ્ટિ અકુલાએ ।
એહોના મન મહેરામણને મનમથ મથે અસહાય ।૧૭।
માટે પ્રાણ આધારજી ઉઠો કૃપા-નિધાન ।
મહા રસાલ અતિ રસાલુ દીજે દરશન દાન ।૧૮।
હે ધીરવીર મહા રસીકવર અપરમીત રસે કરી ।
રસીક વલ્લભાને સંગે રસીલા રસે ભરી ।૧૯।
સુખસેજયા પર રસ ભર્યા રસ આધીન થઈ ।
પોઢયા છો આનંદ ભર ઉઠો આનંદમઈ ।૨૦।
ઉઠીને પ્રીતમ પાતલા તમારૂં અનીરવચની રૂપ ।
સુંદર દરશન આપીએ મોદે ભર્યું અનુપ ।૨૧।
હે રસ વૃષ્ટિ કરણ અમો આકર્ષાયા ઉદીપન કામ ।
આતુર સરીતાના સંતાપમાં પડયા પ્રબલ સુખધામ ।૨૨।
તેમાંહાં પ્રિય તમારૂ શ્રીમુખ અંબુજ રૂપ ।
અવિલંબન કરાવીને લાવણ્ય સિન્ધુ અનુપ ।૨૩।
એહ લેહરીએ કરીને કરો અમારૂ સીંચન ।
તો અનંગથી ઉગરૂ હોએ શીતલ તન ।૨૪।
આલોચતા અસહી થયું તમો છો સર્વજ્ઞ જાણ ।
એ અવીલંબન વેગે કરાવીએ હે મન ધનપ્રાણ ।૨૫।
એહ અવસ્થા અમ તણી હો હે અમારા આરાધ્ય ।
વીરહાગ્નીની વ્યાપ્યા પછી નહીં કેહેને સાધ્ય ।૨૬।
હજી ઉપાય છે ઉતાવલા જો પુરો રસના ધર્મ ।
એ વીન જીવન જીવીએ તમો જાણો છો સહુ મર્મ ।૨૭।

આવા એ અમારા અંગ વિષે છે અનંગ અગ્નીના ચિન્હ ।
માટે મહા રસરૂપનુ દેખાડો દરશન ।૫૨૮।
હે પ્રાણપ્રિય પ્રાણાધીપતી પ્રાણ તણા આધાર ।
પ્રાણ તણુ પોષણ સદા પ્રાણ પરમ ધનસાર ।૨૯।
શ્રી ગોકુલેશ વ્રજ અધીપતી હે શ્રી વિઠલનંદ ।
અબલા આધાર સાધી શરણ તમારી જે સુખકંદ ।૩૦।
જગમગતી મુસકાન જયુત મુખ માધુરીની સુવાસ ।
અમને છે તે અતિ ઘણી તેહ તણી આશ ।૩૧।
ઉઠીને આનન મુસકતું મન ગતી કરતું પંગ ।
મુખ અંબુજ દેખાડીએ ભર સુવાસ રસરંગ ।૩૨।
આ બહુ અબલા અવિલોકવા આવી રહયા ધરી આસ ।
એહોને વેગ દેખાડીએ આનન જયોતી પ્રકાશ ।૩૩।
આ સુમન સૃષ્ટિ બેઠી આંહાં ભાવે મનભાવી ।
એહોને જોઇ એહોનુ રુપ રસપાન કરો આવી ।૩૪।
જો પ્રસંસા પધારી કરો તો પરીતાપ રહે નહીં કોઈ ।
કામમદ કેશ તમારા વીથુરા બાંધ્યા જોઇ ।૩૫।
એ વ્યાલા રયણી વિયોગની અનુગ્રહ જંન્ય ।
એ દુઃખ દરશન રસ વિના મટે ન ઉપાય અન્ય ।૩૬।
હે વર વરેસ સુભગ પરમ સુંદર રૂપ નિધાન ।
તમારા મુખ માધુર્ય સમ કરવા કો નહીં આન ।૩૭।
કોટી વાર કરૂં વારણા કોટીકોટી જે કામ ।
સુંદરતાના સારતુસાર મહા સુખધામ ।૩૮।
એહવું સામીત જુત મધુર અતિ લાવણ્ય રસ ભરણ ।
એહવુ શ્રીમુખાંબુજ અતિ મૃદુલ ચારૂ ચીત હરણ ।૩૯।
માનીનીઓના સમોહને મોહ ઉપજાવતું નિત્ય ।
એહવું મુખ દેખાડીએ શોભા ભર્યું અમિત ।૪૦।
હે તાપાત્મીક ત્રીયા તાપ હર ને અતી આરત હરણ ।
જે સ્મર વિલાસ વિલસીત વદન શોભાનુ આભરણ ।૪૧।
તે અતી આલસ ભર ભુષણે ભુષીત શોભાકર ।
જગમગતી જંભાએ અતિ અલંકૃત આનંદભર ।૪૨।
જે મુખાંબુજ જે પ્રેમદા તણ પલકની ગતી કરે પંગ ।
તે મુખાંબુજ દેખાડીએ પુરણ ભર્યું અનંગ ।૪૩।
હે રસ વર રસદાયક તમો વેગા અવસ્ય કરી ।
મોદ વધારો અમારો મનને ઉલટ ભરી ।૪૪।
તમારૂં જે શ્રીમુખ કમલ તેહના મધુરા પાનને કાજ ।
નેત્ર ભ્રંગ આ ભકતના ભુખ્યા છે જીરાજ ।૫૪૫।

મુખારવિંદ મકરંદે કરી એહની ભાંગો ભુખ ।
અમારે એહ આધાર છે ને એહજ છે સુખ ।૫૪૬।
માટે જગમગતું એ જલકતુ વદનાંબુજ સુરંગ ।
દેખાડી નયણ વયણ કરી સીંચન કરો સર્વાંગ ।૪૭।
હે સહેજ કૃપાવંત કૃપા કરો અનુપમ કૃપાલ ।
નિઃકારણથી રૂપથી કૃપાભર કૃપા કૃત્ય પ્રતિપાલ ।૪૮।
કૃપા કટાક્ષ સંયુકત જોઇને કરૂણાવાન ।
સહેતુક વચનામૃત તણું કયારે કરાવસો પાન ।૪૯।
જે સનમુખ સાનિધ્ય રહી અમો અવ્યકત મધુરી જેહ ।
મીષ્ટ મધુરા મહા રસ ભર્યા વચન સાંભલુ એહ ।૫૦।
જે વચન સુણીને શ્રવણને આનંદ સમોહ રસ ભરી ।
સકલ સાર્થક કીજીએ પ્રમુદીત થઈ ફરી ફરી ।૫૧।
માટે અમને સુણાવીએ શબ્દ તે મહા રસાલ ।
જે વયણ સાંભલી મયણ રસે વિહ્વલ થાએ બાલ ।૫૨।
તેહ વયણ સંભલાવીએ વનિતાના આધાર ।
હવે વિલંબ ન કીજીએ સુણી અબલા ઉચાર ।૫૩।
હે નયનનેહ વિવર્ધન નયન સુખ તમારૂં પ્રસન્નાનંદ ।
આનંદમય જે વદન ઇન્દુ વચનામૃત સુખકંદ ।૫૪।
રસધારાએ વરસતુ દેખાડો સુખનીધી ।
સહેજ સુખદ શોભા ભર્યું સુંદર પરમ વીધી ।૫૫।
હે આરત હર આરત કરણ અંગ તણા અભીરામ ।
અખીલ ભકત આશ્રય અચલ બીરાજમાન સુખધામ ।૫૬।
પુષ્ટ જીવની આરત હરણ દૈવી આનંદદાય ।
અભયદાન ચરિત્ર કર તમ વિન ક્ષણ ન સોહાય ।૫૭।
ભય દૃષ્ટ નિવારણ સર્વ કો વિનતી કરી માગે માન ।
હવે વેગ કરી દીજીએ એ દરશન મહા દાન ।૫૮।
હે સૌસવારંભથી સુખદ ભકત તણા આધાર ।
તમો અતિસે મહા ચતુર છો કરવાને ઉપકાર ।૫૯।
માટે પરમ પ્રમોદ યુત સેજે પોઢયા થકી ।
ઉનીદ્રીત અલસાણા અતિ ઘુર્ણીત નિદ્રાએ છકી ।૬૦।
જંભાતા લસી રહ્યા એ લસે લોલ આધાર ।
અલવસું ઉઠી એ તમો ક્ષણું માલાઓ વાર ।૬૧।
પશુપાલક તે પશુનું પાલન કરે છે જેમ ।
તમો અમારા અંગનું પાલન કરો તે તેમ ।૬૨।
હે મહા ભોગી રસીયા તમો પરમ રસીલી સંગ ।
વિલસ્યા રસ ને વિલાસ યુત અતીસે અભીનવ રંગ ।૬૩।

તેથી લોચન તમ તણા લાલ રહયા છે લસી ।
એહવા મદ આલસે યુત રાજે છે રસમસી ।૫૬૪।
વસ કરતા વામાઓને એહવે નેત્રે કરી ।
સુખ સમોહ ઉપજાવતી ભ્રુઅ વિલાસ રસે ભરી ।૬૫।
કુટીલ કટાક્ષ બાણે કરી બલવતીના મનને ।
ઉઠીને વેધો તમો થઇને પરમ પ્રસન્ન ।૬૬।
તો તે સનમુખ રહીને થઇ અતિસે અનુરકત ।
નેત્ર અમારાને અમો જે જોઇ કરીએ આસકત ।૬૭।
એક કહે જીવન તમો પોષણ હૃદય તણું ।
અતિ નિઃગુઢ રસ ભરણ ભર પ્રતિઅંગ સુંદર ઘણું ।૬૮।
વિલસીત વિલાસની સ્ત્રીયાસું લસીત લીલા રસ જયાંહાં ।
અતિસે ઓપ્યા છો ઘણુ મહા વિલાસ રસમાંહાં ।૬૯।
તે ઓપ્યા અંગની સરસ સચીકણ જેહ ।
આભા યુત શોભા જોઉં આસ કરૂં છું એહ ।૭૦।
અભિલાખ કરૂં છું અતિ ઘણો હે રાજીવ લોચન ।
ઉઠીને અભીલાખનો કરો મનોરથ સંપન્ન ।૭૧।
હે મંગલ રૂપ નિધાન તમો જગ મંગલ હીતકાજ ।
મંગલનીધી મંગલ સમય પ્રગટ થયો છે રાજ ।૭૨।
એહવા રસ અનુભવ માંહાંથી ઉઠી પ્રાણજીવન ।
દીવા ચરીત્રનું મન હવે કરો તે થઈ પ્રસન્ન ।૭૩।
હે અખીલ ધર્મ રક્ષક તમો પરાયણ સેવા ધર્મ ।
સર્વ ધર્મ સ્થાપન તમો તે જાણો સહુ મર્મ ।૭૪।
તો મુખ્ય તો અવેર થયે થકી સંધ્યા વંદન સમે ।
લોપ થસે તો લોપ કેમ કરસો જાણી તમે ।૭૫।
જગત કૃતાર્થ કૃત સુખદ સેવા મારગ જેહ ।
પ્રગટ કરાવી તેહનુ સેવા કારણ રસ તેહ ।૭૬।
એ લીલા રસભકતને રસ ઉદબોધક અર્થ ।
આદરી છે આદ્યથી સ્વકીયને શિક્ષા અર્થ ।૭૭।
આપ કરો છો તે પછે કયારે કરસો કાજ ।
અવાર થાયે છે તેહને ઉઠો વેગા રાજ ।૭૮।
હવે જાણીએજી યામીની અપર થઇ થયો સ્નાન સમય સુખદાય ।
તણાસો સેવા કૃત વિષે તેહ સહયુ ન જાય ।૭૯।
એક કહે છે હે સત્ય સંકલ્પ હે સત્ય પ્રતિજ્ઞ ।
સ્વકીય મનોરથ પુરો જ્ઞાતા અતિ સર્વજ્ઞ ।૮૦।
અખીલ જગત અહલાદ કર પ્રાગટય સત્યાર્થ ।
માટે ઉઠીને તે તમો પોતાને સામર્થ ।૫૮૧।

તમારે વદનેંદુએ કરી ભકતના હૃદય તે રૂપ ।
સરસીરૂહ વિકસીત કરો સુંદર પરમ અનુપ ।૫૮૨।
હે રતી રસ લુબ્ધક રતી રસીક જે છે દીવા ચરિત્ર ।
હવડા તો ઉઠીને કરો તે પરમ વિચિત્ર ।૮૩।
વલતો વલી આગલ સુખદ સમય સૌભાગ્યો જેહ ।
સલુણો સોહાગ ભર નીકટ આવે છે તેહ ।૮૪।
એ સમય કાંઇ તમથી દુર નથી લગાર ।
હવડાં તો નિશી ભોગ કરી પોહોંચ્યા છો આધાર ।૮૫।
હે શોભામાન સોહાતા તમો મહા સુંદરવર નેહ ।
સોહતા અતિ અનુરાગ્યા ભાગ્યે પુરા જેહ ।૮૬।
તેહ સોરભ માધુરીનું રસભર કરતા પાન ।
પાને પાગી રહયા તમો તે હવે કૃપા નિધાન ।૮૭।
પ્રહસીત પ્રાતઃ સમે થયો પક્ષી જાગ્યા બહુ ।
દીપ જ્યોત ઝાંખી થઇ ઉઠો વિનવે સહુ ।૮૮।
કો કહે મોહક મન હરણ સર્વ રસાલય રૂપ ।
સર્વોપરતર શિખર સુંદર પરમ અનુપ ।૮૯।
સૌભાગ્ય તિલક સુંદરીના તમારા ભુલાવ્યા ભુલ્યા અમો ।
ભ્રમાવ્યા ભ્રમું છું જે ભ્રમાવ્યા તમો ।૯૦।
સ્વરૂપ જ્ઞાપક ગુણનીધી આપ થકી અમને ।
ગુણરસ માંહાંથી રૂપરસે આણો કહું છું તમને ।૯૧।
હે આનંદ ઘન અંતરાયના દોષ કરો તમો દુર ।
અહાં અલજાણા ઉભાણુ ઉર ઉઠી રહ્યા છે પુર ।૯૨।
તેણે ઠેહેરાતા નથી ઠામ મન અયોગે આરતવંત ।
લેવા અંગ આમોદ ઉર ઉપજે ભાવ અનંત ।૯૩।
અંગ અલંકૃત સંગના સકુમારી તણા સુખવાન ।
તે જોવા મન અકુલાયે છે એ હો પરમ નિધાન ।૯૪।
હવે અમો અમારા આપને નથી શકતા સંભાલી ।
ઉઠે અનુભવ અમારા તે જોઉ મન વાલી ।૯૫।
સ્વ આસે જ્ઞાતા સ્વકીયના અતિ મારન નાશન ।
પુરણ ગુણ નીર્દોષ કર સુણીએ પ્રાણ જીવન ।૯૬।
તમારો તો કાંઇ દોષ નહીં એ હો અંગ આભરણ ।
એહ તમારા સુભગ અતિ સરસા કોમલ કર્ણ ।૯૭।
તે કોકીલ વયણી તણો રસ સુલલીત મધુર અવ્યકત ।
એ વચન રસે કરીને પુરણ થયા અનુરકત ।૯૮।
તેથી અમારી વિનતી સાંભલી શકતા નથી ।
તમારે સુખે સહુ સુખી જાગજો નીજ મનથી ।૫૯૯।

હે વાંછીત દાન કલ્પતરૂ ઉદાર શીરોમણી રાય ।
તમો રયણી ઇચ્છા રસે અનુભવી અતી સુખદાય ।૬૦૦।
સ્મર વિલાસ સાગર વિષે જયાં રસના કલોલ ।
તરંગ ઉઠે બહુ ભાંતના હોએ રંગના રોલ ।૧।
ત્યાં મન વાંછીત વિલસતા રસ બાલાને સંગ ।
પુર્ણ રસે વિલસીને પોઢ્યા છો રસરંગ ।૨।
ત્યાંથી ઉઠો ઉઠીને મધુર નિદ્રાએ કરી ।
યુગ્મ નેત્ર ભેલ્યા છે તે ઉન્મીલન કરો ફરી ।૩।
હે ભકત ભાગ્ય ઉદય કરણ અમારા ભાગ્યનો ઉદય ।
વેગ કરી કરો તમો થઇ સ્વતઃથી મુદય ।૪।
હે અખીલ સ્વકીયના ઉદય કરણ અમારા પ્રાણજીવન ।
બહુ મીત્રી મિત્ર રસના જાણ પ્રાણના ધન ।૫।
તમો સંપુર્ણ રાત્ર એ રતિ વિલાસ રસમાંહાં ।
મહાલ્યા છો તેથી અતિ મુદ્રીત નેત્ર ત્યાંહાં ।૬।
મસમસતા પોઢયા થકી મુદ્રીત નેત્ર વીકસાવી ।
લાલીમાંએ કરી અમ તણા મન રંગો આવી ।૭।
રંગીને એ ભકતના ભાગ્ય કરો વિસ્તાર ।
હવે વિલંબ નહીં કીજીએ વીનવુ વારંવાર ।૮।
નીસી વહી લોચને કરી લોચન વહે આરંદ્ર ।
એ હો સુજાણ એકો લહે હૈયાનુ હારદ્ર ।૯।
અમારા અંતર હૃદયના પરમ શુશોભીત હાર ।
સર્વોપર ભુષણ મણી સૃંગારના સૃંગાર ।૧૦।
ભુષીતાના ભુષણ તમો ભાવતું જો મન ।
તે અમને ભુષીત કરો આપીને દર્શન ।૧૧।
એક કહે જસવંત અતિ તમને એ જસ પ્રિય ।
સદા સર્વદા રસ ભરી અતિ સુંદર જે ત્રીયા ।૧૨।
જેની રોમાવલી રસે વરસતી જે સ્પર્શી અમીએણ ।
અનુદીન એહવે ઓપતી જાણો કામ કુશલમતી સેન ।૧૩।
તેસું રણ સંગ્રામે કરી રસ ભરમે રમતા થકી ।
તમારો અતી જસ પ્રગટયો શકે કોણ કથી ।૧૪।
સેજયાએ રતીપતીને લીલામાં જીતી ।
સકલ કામ સાધીને રયણી એમ વીતીય ।૧૫।
સુજસ ભર્યા રસને સુખે સયન કર્યું છે જયાંહાં ।
સુરત ભકત જે સયન સુખ પુરણ કરી ત્યાંહાં ।૧૬।
સહુ નિજજનના નેત્રને રૂપામૃત કરી દાન ।
દાને કરી ભરીને કરવાવો રસપાન ।૬૧૭।

એહોના યોવન રૂપ ને ભાવ અંગ સંવલીત ।
આનંદ આદી શફલ ફલે કરો વેગ સહુ ફલીત ।૧૧૮।
એ ઉજમે આનંદમાં પોઢયા મનમથ મથી ।
આંગણુ આવો એ રસ ભર્યા તો જોઉં શ્રીઅંગથી ।૧૯।
પ્રેમદા સંગ પ્રમુદીત થઈ પોઢયા પરમ રલી ।
હવે દેખાડો દંપતી સંપતી સ્વતઃથી હલણી હલી ।૨૦।
હે દર્શનીય તિલક ભકત સહુ તમારા દર્શન કાજ ।
અતી આતુર થઈ આવ્યા જોવાને મહારાજ ।૨૧।
એ દ્રગ વિકસીત કરી રહયા એહોને વેગે ત્રુહી ।
કૃપા વિલોકન કરીને અવિલોકો ત્રુહી ।૨૨।
એમ નિષ્ઠુર શું થાઓ છો મલી સોહાગી સંગ ।
આ અંગનાઓના અંગને વ્યાકુલ કરે અનંગ ।૨૩।
એ વ્યાકુલતા દુર કરીને ટાલો પરીતાપ ।
આરત મેટો અમ તણી દર્શન આપો આપ ।૨૪।
એ હો અકીંચન જન પ્રિય પ્રાણાધીક અતિ પ્રેષ્ટ ।
આ જે પદ્મ પત્રાક્ષીના કુલ અતિ પરમ વરેષ્ઠ ।૨૫।
દર્શનને આતુર થકા પરમ પ્રમોદે ભરી ।
આવી બેઠા છે બહુ અભીનવ આશ કરી ।૨૬।
એહોને સુખદ સ્વરૂપ રસ માધુરી મેહેરાણ ।
ને દર્શને કરીને સુંદર પરમ સુજાણ ।૨૭।
એ ભકતના નેત્રને વિષે પ્રાણ આધાર ।
સુખદ સુધા લહેરીનો વેગે કરો સંચાર ।૨૮।
હે જગતપતી અગણીત આનંદદાયક અવધી ઉદાર ।
વિલાસ રસ વિકસીત વપુ તમારૂં જે મહાસાર ।૨૯।
બિરાજમાન તે સર્વદા પ્રગટયું સ્વકીયને હેત ।
મહોદાર એ તેહને સોંપીએ એ પ્રેમ સમેત ।૩૦।
કામ કલા રસ કેલીના હુલસીત છે સર્વાંગ ।
તે આપતા વાર તે કેટલી અમે મુક્ષ અપાંગ ।૩૧।
એક કહે અનંતરાય કારણમય કરૂણાલ ।
દાનપાત્ર બહુ રસ તણા આવ્યા પરમ રસાલ ।૩૨।
તેહને કરૂણા ભરીને વેગે કરીને સનમાન ।
સર્વોદ્ધાર સ્વરૂપનું સદ્ય કરો મહાદાન ।૩૩।
હે સર્વ આધાર લીલા ભાજન અનેક રસ આધીષ્ટ ।
રસભોગને ઉપયોગની બહુ સામર્થવંત એ સૃષ્ટ ।૩૪।
પરમ કલાત્મક રમણુની રસમઇ સામગ્રી ।
તે સંયુકત રમણુ હીતે ઉમંગ ભરી અતિ પ્રિય ।૧૩૫।

એક ચિતસું એ સૃષ્ટિ શુભ સૌભગ સ્નેહ ભરી ।
આવી ઉભી એહને અવીલોકો આદર કરી ।૬૩૬।
હે નિજજન મન મુદીત કર નિરોધક નીરખત માત્ર ।
અંગેઅંગ વસીકરણ સદ્ય સિથીલ કર ગાત્ર ।૩૭।
અનેક નાયકા મુખ-કમલ મકરંદનો સંયોગ ।
દ્રગ કટાક્ષ ભ્રંગાંગના નાયક ઉઠીને કરો ભોગ ।૩૮।
એમ એણીપેરે ત્રીવીધા સહુ યોગ્યતાને અનુસાર ।
અધીકાર પરત્વે સબંધ પરત્વે ભાવ તણે અધીકાર ।૩૯
અનુભવ અનુસારે વયણ કહે છે ફરી ફરી ।
કો ભ્રુ ચઢાવીને કહે કો આનંદે આંસુ ભરી ।૪૦।
કો ધીધીઆઇને કહે ખંડીતા ભાવે ભરીત ।
સમાધાન અનુસાર્યા તેહ વચન પરીહરીત ।૪૧।
અને રોચમાન મીઠા મધુર વચન વિવિધ કહી કહી ।
એ રસ ભાવે ભરીને વિનવે દ્વારે રહી ।૪૨।
એમ કરે સહુ વિનતી વીનતી કરતા માંહે ।
કાંઈ આહાટ સુણે મંદીરમાં ચોંકી ચોંકી ઉઠે ત્યાંહાં ।૪૩।
સ્મર કેલી વીલાસ સદન વિષે રસીકવર વિલસી ।
સકલ કલા સંપુર્ણ વિલસ્યા અતિ હુલસી ।૪૪।
જાગીને અમારા સહુ મનોરથ પુરો તેહ ।
હે ભકતના અંતર આત્મા અંતરજામી એહ ।૪૬।
રસમસી સેજે પોઢયા થકા પ્રબોધે બોધવી તેહ
જગત વિમોહકને જગાવે અતિ આનંદ ભરમાંહાં ।૪૭।
એહવા એ રસાલ પરમ પ્રિય શબ્દ સુણી સુણી ।
આરત સહુના મન તણી અભિલાષા જાણી ।૪૭।
અંગડાતા અંગ સહુએ વાણી સુણે થકી ।
સીથીલ થકા રસમત થયા પુર્યા રસે ભરી ।૪૮।
પછે સર્વની મનવૃતી ચિત ધરી અરૂણ રંગ રસ રૂપ ।
મુદીત આલસયુત નેત્રને વિકસીત કર્યા અનુપ ।૪૯।
વિકસીત કરી ઉદારવર અદય દાન દાયક ।
સહુ ભાવાત્મક ભકતના અતિ મૃદુલ મન ભાવક ।૫૦।
અનુભવ્યા રસના અતિ રસીક સુંદર પરમ રસાલ ।
વયણ સુણી વિહવલ થયા કરૂણાભર કરૂણાલ ।૫૧।
કરૂણા રસ સૃંગાર રસ રસ ઉદબોધે ભરી ।
ભરી આવ્યા તે ભર્યા થકી ગોકુલપતી ચીત ધરી ।૫૨।
અતિ રસાલ દર્શન તણુ કરવાને મહા દાન ।
અને સહુ રસપાગનો બહુ રસ લેવા રસીક નિધાન ।૬૫૩।

સુખભર સુખમાં સુખ સહિત સુખસું જાગ્યા નાથ ।
અનેક સુક્ષતા પ્રથમે પ્રણયયુત પ્રેમદા કેરા સાથ ।૬૫૪।
અંગ અનેક આભરણ યુત કર્યા છે આભીસરણ ।
ત્યારે જોઈ આતુર અભીસરણમાં અતિ સુંદર એ આભરણ ।૫૫।
કરના કંકણ કાંકણી વિંછીયા નેપુર સાર ।
પાઅલ ઘુઘર ઘમકતા ઝાંઝરનો ઝમકાર ।૫૬।
ક્ષુદ્ર ઘંટીકા ઘમકે ને જેહર ઠમકતે ભાવ ।
ગોફણ ઘુઘરડીના કલ અવ્યકત જે રવ ।૫૭।
એમ ઝમઝમ ઘમઘમ ઠમકતે તે આવ્યા ઉનમત થઈ ।
તે સુખદ સુશબ્દસું કરીને જગાવ્યા મહા રસમઇ ।૫૮।
એ ઉભય પ્રકારે કરીને મંગલ રસનો મેહ ।
કેવલ મહા મંગલ મઈ ભર્યો ભાવ તે નેહ ।૫૯।
કોટીક કોટી પ્રકાશ કર કરી મંગલ વૃષ્ટિ ।
જગ ઉદબોધ કરણ પ્રભુ પ્રિયાનુ પરમ અભીષ્ટ ।૬૦।
રસમસી રસીલી રસભરી પરમ સુખદ સુખસેજ ।
રસભર્યા રસવસ થકી ધરી અંતરગત હેજ ।૬૧।
અંગ આલસ મોડીને અંગઅંગ પ્રતિઅંગ ।
સુરતી ભકત મહેમહી અમીત અભીનવી શોભા સંગ ।૬૨।
એહવી અતિ શોભાભર ઉઠયા ત્યાંહાં એહ ।
ઉઠીને અખીલ ભકતનું રયણીનું પરમ રસે ભર્યું જેહ ।૬૩।
અનીરવચની આનદમય ફલ મધ્યપાતી રૂપ ।
વિયોગનું દુઃખ તે દુર કર્યું ગોકુલ કેરે ભુપ ।૬૪।
હવે અયોગ રસમાં ઉઘડયા ભકત ભાગ્ય તણા તે દ્વાર ।
સંગોગ સુખદ સુખ આપવા કરવા દિવા ચરીત્ર વિસ્તાર ।૬૫।
દાસગોપાલ તણો પ્રિય જે યમુનાદાસનો નાથ ।
ત્રીભુવનનો મંગલ કરણ મંગલ કર સહુ સાથ ।૬૬।
એને અનેક ભાંતના અપર્મિત સુખ દેઈ પુરી આસ ।
તે રસ પ્રકાર પ્રભુનો અને અનેક ભકતનો પ્રકાશ ।૬૭।
આગલને જે આઠમે માંગલ્યે માંગલ્ય રૂપ ।
અનુભવ અનુસારે કહું યથામતી પરમ અનુપ ।૬૮

ઈતીશ્રી ગોકુલેશ લીલા રસાબ્ધી કીડા કલ્લોલ મહા અદભુત રસ વિચિત્ર
જાની યમુનાદાસ વિરચીત વ્યારાના ગોપાલદાસ વિરચીત
શ્રીવલ્લભ નિત્ય ચરિત્ર લીલા વર્ણન સુબોધ રસલીલા વર્ણનો નામ
માંગલ્ય સાતમું સમાપ્ત